આ પાંચ પુસ્તકોનો એક સેટ જનતાને ચરણે ધરતાં અમે ગૌરવ અનુભવીએ. જીવનમાં ગીતા એક જ પૂજવા જેવી છે, શ્રવણ મનન, ને ધ્યાન કરવા છે, જીવન ગીતાના ગાને ગૂંજતું રહો.

આચાર્ય શ્રી નલિનભાઈએ ગુજરાતી જનતાની ગીતા દ્વારા અનુપમેય સેવા કરી છે, અને એ માટે ગુજરાતી જનતા એમની ઋણી છે ગીતાના એમના જેટલા પુસ્તકો છે એ બધા અપનાવી, વધાવી લઈ, વાંચશે, વિચારશે તો શ્રી નલિનભાઈના ઋણમાંથી કંઈક ઉઋણ થવાશે, અને સૌએ થવું જોઈએ. સમસ્ત પ્રજાનો સહૃદય સહકાર વાંછી વિરમું છું.

ઈન્દુમતી ર. શાહ
પ્રકાશકો વતી



## સંપાદકીય:-

ગીતાબોધ ગ્રંથાવલિ આ નવા ગ્રંથથી સમૃદ્ધ થાય છે. "સ્વાધ્યાયપ્રવચનાભ્યામ્ ન પ્રમદિતવ્યમ્" એવી ઋષિની શ્રેયાર્થીને સલાહ છે. અને એ શ્રી નલિનભાઈનું વ્રત છે. ગીતા ઉપર જુદી જુદી રીતે લખાયેલા ગ્રંથકારના ગ્રંથો એની સાક્ષી પૂરે છે એમની ગીતાસેવાની સુગંધથી આકર્ષાઈને આફ્રિકાના એક સ્વાધ્યાય મંડળે એમની પાસે એક ગીતા લેખમાળાની માગણી કરી કે જે પ્રવચનરૂપે મંડળના સભ્યો સમક્ષ વાંચી શકાય. પરિણામે આ પ્રવચનોનો પ્રવાહ વહ્યો ગ્રંથકારના રોજિંદા ગીતા પ્રવચનોમાં જે વેગ, પાવનત્વ, ઊંડાણ અને પ્રતીતિના રણકારનો શ્રોતાઓ અનુભવ કરે છે, એની તુલનામાં તો પ્રવાહ અત્યંત સીમિત છે. એ વિશાળ પ્રવાહનું ગ્રંથમાં અવતરણ થાય ત્યારે ખરું, ત્યાં સુધી આટલાથી સંતોષ માનવો રહ્યો.

માલતી ઓઝા
શાન્તા દેસાઈ



# अस्मदीयम्

ગીતા પ્રવચન પ્રવાહ પાછળ એક રૂડો ઇતિહાસ છે. સ્વદેશથી દૂર દૂર વેલીંગ્ટનમાં વસતા સ્વદેશી-ભાઈ-બેનોને ગીતા સમજવી હતી! ગીતાનાં ગાન તો સર્વસ્પર્શી ને? જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં ગીતાના ગાન એક દિવસ પણ અડવાનાં જ! જ્યાં જ્યાં જીવન પાછળ મોત ત્યાં ત્યાં મોત સુધારવા જીવનને સ્વચ્છ કરતી ગીતાનાં ગાન જોઈ-વાનાં જ. એ સ્વદેશી ભાઇ-બેનોને દર અઠવાડિયે એક પ્રવચન લખીને મોકલવામાં આવતુ. તેની બીજી પ્રત અહીં જ રહેતી! પ્રત્યેક અધ્યાયની એમાં દેશકાળને અનુલક્ષીને મીમાંસા કરવામાં આવી છે. આ, દેશના આંતરા છતા મૌન પ્રવચનોએ અનેકની આત્મ-ભૂખ ભાગી છે એવુ માનવા કારણ મળે છે. એ પ્રવચનો જ આ આકારે આજે ગીતા-પ્રેમીઓ સમક્ષ ધરવામાં આવે છે. શ્રદ્ધા છે કે સ્વદેશમાં પણ એ સ્વદેશીઓને ભાવશે.

ગીતા શ્રવણ-ગીતા મનન-ગીતા ધ્યાન-ગીતા વિચારધારા-ગીતા પ્રવચનપ્રવાહ-ગીતા આરતી-ગીતા પત્રાવલિ-આમ આ ગીતાસપ્તક આજે ઈષ્ટદેવના ચરણરૂપ . સમક્ષ ધરતાં આનન્દ થાય એ કુદરતી છે. ગીતાદર્શન આ પહેલાં



# ઉપક્રમાધ્યાય

ગીતાજીનો પ્રારંભ કરીએ તે પહેલાં થોડી વાતો જાણી લેવા જેવી છે. એ વાતો ન સમજાય તો ભારતની વિચારસરણીને અન્યાય થવાનો સંભવ છે. ભારતવર્ષના જીવનાચાર્યોએ જ્ઞાન-કર્મ અને ભક્તિની ત્રિપથગાનો જીવનમાં-સુંદર સમન્વય કરવાનો યત્ન કર્યો છે. ભારતીય જીવનદર્શન દરેક કર્મને વૈજ્ઞાનિક પૂર્ણતા આપવાનો પ્રયત્ન કરે છે. ગીતા હો કે ચંડીપાઠ હો-અધ્યાત્મ રામાયણ હો કે કેવળ, ગાયત્રીમંત્ર હો-એનું જયારે શાસ્ત્રીય અનુષ્ઠાન કરવાનું હોય તો તેનો કદી મૂળથી સીધો આરંભ કરવામાં નથી આવતો. મૂળ ગ્રંથ કે મંત્રના આરંભ પહેલાં, ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ, કીલક, કરન્યાસ, હૃદયાદિન્યાસ, ધ્યાન અને માહાત્મ્ય વગેરેનું ઓછામાં ઓછું પારાયણ કરવું પડે છે. એમાં એક પ્રજાના દર્શનની વૈજ્ઞાનિક પૂર્ણતાનો આગ્રહ વાંચવો રહે છે. ગીતાજી પણ આ વિધિમાં અપવાદરૂપ નથી. આથી ગીતાજીના પ્રવચન પ્રવાહમાં આપણે સુસ્તાન થઈએ તે પહેલાં ઋષિ વગેરે અંગે સામાન્ય સમજ મેળવવી યોગ્ય છે.

ઋષિ :

ગીતાનો પ્રત્યેક શ્લોક મંત્ર ગણાય છે. મંત્ર એટલે ગુપ્ત વિચાર. એટલે કે હૃદયયમાં નિગૂઢ રહેલાં તત્ત્વને લગતો વિચાર. આ વિચાર એક દર્શન જ હોય છે. મન્ત્રની જેને પ્રતિષ્ઠા મળે તે દર્શનની કોટિમાં જ ગણાય! અને આથી પ્રત્યેક મંત્રનો પોતાનો ગણાય એવો દ્રષ્ટા હોય છે. દ્રષ્ટા એટલે ઋષિ. ગીતારૂપી મંત્રસંહિતાના દ્રષ્ટા ઋષિ ભગવાન વ્યાસદેવ છે.

છંદ :

મંત્ર છંદોબદ્ધ હોય એ ઇષ્ટ છે. સંગીત નાદબ્રહ્મની સાધના હોઇને, અને મંત્ર એ નાદબ્રહ્મનું હૃદય હોઇને, પ્રત્યેક મંત્ર મોટે ભાગે છંદવાળો હોય છે. હૃદયની ભાષા છંદમાં જેટલી વહે છે તેટલી ગેયમાં વહેતી નથી. ગીતા મંત્રાવલિનો મુખ્ય છંદ અનુષ્ટુપ છે. અનુષ્ટુપ રાષ્ટ્રિય છંદ છે.

**દેવતા :**

દરેક મંત્રનું દૈવત હોય છે. દૈવત ન હોય તે મંત્ર શાનો? ગીતા મંત્રાવલિનું દૈવત છે પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્ર.

**બીજ :**

ગીતાના મંત્રનો ઉદ્ભવ થયો છે અશોચ્યાન્૦ શ્લોકમાંથી. બીજમાંથી જેમ ફલાન્ત વૃક્ષ કે વેલીનો તેમ આ ગીતાવલ્લરીનો મોક્ષરૂપી ફળાન્ત વિકાસ ઉપલા શ્લોકમાંથી થયો છે

**શક્તિ :**

બીજને જેમ શક્તિનું પોષણ જોઈએ, તેમ મંત્રના અર્થને પણ શક્તિનાં સિંચન જરૂરી છે. ગીતાર્થનું જબરદસ્ત અને અખૂટ શક્તિ ઝરણું છે તે "सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज" મંત્ર છે.

**કીલક :**

આ શબ્દનો અર્થ થાય છે ખીલો. વસ્તુ ઉખડી ન જાય-ઉથલી ન પડે-વેરાઈ ન જાય-જડાઈ રહે માટે વપરાય છે. ગીતાનો ઉપલો શક્તિમંત્ર જીવનમાં સદાને માટે જડાઈ રહે તે માટેનો મંત્ર છે તે— अहं त्वा सर्व पापेभ्यः मोक्षयिष्यामि मा शुचः છે. ભગવાનનાં આ હૈયાં-ધારણ વિના કોને શાન્તિ મળે?

**કર-હૃદયાદિ ન્યાસો :**

ન્યાસનો અર્થ મૂકવું—થાપણ કરવી એવો થાય છે. દેવ થઈને દેવની પૂજા કરવી ઘટે એ ન્યાયે આપણામાં ભાવાત્મક દેવન્યાસની-આ ક્રિયા છે! જેવું ચિંતન તેવું મનુષ્ય થાય છે. ગીતામય થવું હોય તો ગીતાના અર્થદેવોનો જીવનમાં ન્યાસ—અંગોપાંગમાં ન્યાસનું ભાવન કરવું ઘટે.

**ધ્યાન :**

ધ્યાન રસનિયન્ત્રિત છે, જેમાં રસ તેમાં સહજ ધ્યાન થાય છે, અને ધ્યાન એ આંતરબાહ્ય ગેરસમજનાં અંધારાંને ભેદનારો સ્વાધીન પ્રકાશ છે. ગીતા-વ્યાપી ભગવત્કૃપા વગેરેનું ધ્યાન થાય તો સમાધિ થતાં વાર ગે! કેમકે ધ્યાન પછી લાગલી જ સમાધિની અવસ્થા આવે છે.

**માહાત્મ્ય :**

માહાત્મ્ય ખૂબ અગત્યની વસ્તુ છે. ફલશ્રુતિ દ્વારા મહાન જીવન-ગ્રંથોના સંપર્કમાં, સમાજમાનસને જકડી રાખવાનો એમનો વૈજ્ઞાનિક ઉપાય છે. માનવમાં રહેલા લોભનો એ ઊર્ધ્વગામી શુભ ઉપયોગ છે—સદુપયોગ છે! માનવજાતનો મોટો ભાગ સૌ કાળે છે તેવો જ ફલાસક્ત રહેવાનો. એની એ ફલાસક્તિનો સદુપયોગ કરીને, એ ફલાસક્તિથી પર કરવાનો એ કિમિયો હોઈને, કાંટાથી કાંટાને ઉખેડી નાંખવાનો આમાં મંગળ પ્રયોગ છે! માહાત્મ્યના પઠને—શ્રવણે પ્રીતિ ઉપજે—કેમકે આત્મા મૂળમાં જ મહામહિમ છે. અને સૌમાં આત્મા છે. એ આત્મા પોતાના મહિમાને જ બીજી રીતે સાંભળતો હોઈને માહાત્મ્ય સદૈવ પ્રિય લાગતું હોય છે! ગીતાજી જેવા દૈવી ગ્રંથ સાથે માહાત્મ્યશ્રવણના પ્રભાવે જ્યારે માનવ સંપર્કમાં આવે છે ત્યારે એનો અભ્યાસ કરવા પ્રેરાય અને અભ્યાસના બળે સ્વયમેવ ફળથી પર થવાના ગીતાના મહાઉપદેશને એ સમજી શકે છે! આથી કરોડોને જો ગીતા સાથે જોડી રાખવા હોય તો માહાત્મ્યનો મહિમા તેમના ચિત્તને વારંવાર સ્પર્શવો જ જોઈએ. ઉપરાંત શ્રદ્ધાની શક્તિ અવર્ણ્ય અને અચિન્ત્ય છે. શ્રદ્ધાની વિસ્મયકારિણી તાકાત અંગે શંકા ન હો!

ગીતાજી અંગે આટલું પ્રાસ્તાવિક જાણ્યા બાદ હવે આપણે પ્રવચનના ગંગાપ્રવાહમાં વિહરીએ.



ॐ

# ૧

# વિષાદયોગ

યુદ્ધને ટાળવા માટે મહાભારતકાળના શાણા પુરુષોએ યત્ન કર્યો જ હતો. ભગવાન શ્રી કૃષ્ણ જેવા યુગપુરુષના શાન્તિપ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. સોયના આગલા ભાગ જેટલી જગ્યા પણ વિના યુદ્ધે નહિ આપું—આવો દુર્યોધનનો હઠાગ્રહ ન તૂટ્યો અને યુદ્ધ અનિવાર્ય બન્યું. અને અનિવાર્ય તો માનો વિધિના જ લેખ હોય. અને આથી કૌરવપાંડવોએ યુદ્ધ માટે તૈયારી કરી. તે સિવાય છૂટકો જ ન હતો. યુદ્ધ કલ્પનામાં જેટલું રળિયામણું લાગે તેટલું હકીકતમાં હોતું નથી. યુદ્ધમાં સર્વસ્વનો સંહાર સમાયેલો હોય છે. માનવ ઊંચામાં ઊંચા મૂલ્યો માટે ઝંખતો હોય, પ્રયત્ન કરતો હોય, તેને સિદ્ધિ પણ મળી હોય—તો તે બધુંય યુદ્ધના કાળમુખમાં હોમાઈ જાય છે. આવી એક ક્ષણ સામે આવીને જ આજે ઘુરકી રહી છે. અર્જુન બનીઠનીને રણમાં આવી પણ પહોંચ્યો છે. અને સ્વજનોનો સંહાર જ સર્વત્ર જોવામાં આવતાં એ કદી નહીં ને આજે ઢીલો થઈ જાય છે, કાયર બની જાય છે, મોહને વશ થઈ જ્ઞાનના ઓઠાં હેઠળ સ્વધર્મનો ત્યાગ કરવા તૈયાર થાય છે. આ બરાબર ન હતું. ક્ષણમાં જ તો ઉદય અને અસ્ત છૂપાયાં છે. જો ક્ષણ ચૂકાય તો જીવન પણ કવચિત ચૂકાય છે. અને આવી પળે ભગવાને અર્જુનને ગીતાનો ઉપદેશ આપ્યો છે. ગીતાના ઉપદેશ માટે કદાચ આથી વધારે સારી પળ કલ્પી ન શકાય. અને દરેકના જીવનમાં કવચિત્ આવી વિષમ પળો આવે જ છે. અને એ પળે જો એને ગીતાજ્ઞાનનો સહારો કે પ્રેરણા મળી જાય તો સંભવ છે કે એની જિંદગી સુધરી જાય! આથી જે વિષમ પ્રસંગે ગીતા ગવાઈ છે તે પ્રસંગ જ ગીતાના અવતાર માટે સર્વશ્રેષ્ઠ હતો. છેવટે માનવજીવન પણ 'કુરુક્ષેત્ર' જ છે ને? અને કુરુ="કર"માં જ માણસ મૂંઝાય છે ને? આ સૂઝ મેળવવી એ ગીતાનું રહસ્ય છે.

આ રણક્ષેત્રે જન્મેલી ગીતાને ભગવાને ગાઈ, અર્જુને સુણી, વ્યાસજીએ ગૂંથી, વ્યાસજીની કૃપાથી ધૃતરાષ્ટ્રે સંજય કનેથી સાંભળી; અને પરીક્ષિતના પુત્ર જન્મેજયને વ્યાસશિષ્ય વૈશંપાયને કહી અને એ રીતે આપણી કને ગીતાજીનો ગંગાપ્રવાહ આવ્યો છે. સાતસો શ્લોકની તરંગમાળાવાળી 'દાકિનીના પ્રવાહમાં હવે આપણે ચાલો સ્નાન કરીએ.

ગીતાગંગોત્રીની ખરી શરુઆત તો બીજા અધ્યાયના ૧૧ મા શ્લોકથી થાય છે. પહેલો અધ્યાય અને બીજાનાં પહેલા દશ શ્લોકો તો ગીતારૂપી અતિ ઉજ્જવલ રત્નને ગોઠવવા માટેની પૂર્વભૂમિકા માત્ર છે. ધૃતરાષ્ટ્રના પ્રશ્નથી ગીતાજીની શરૂઆત થાય છે. એ પ્રથમ શ્લોકમાં ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે કે ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં મારા છોકરાઓ અને પાંડવો લડવાને ભેગા મળ્યાં છે, તો તેમણે શું કર્યું? લડવાને ભેગા થયા હોય તો લડે જ, એમાં પ્રશ્ન શો હોય? છતાં પ્રશ્ન કર્યો છે. એટલે એવું સમજાય છે કે ધૃતરાષ્ટ્રને પણ આ લડાઈ ગમતી નથી. કુરુક્ષેત્ર ધર્મક્ષેત્ર છે તો ત્યાંના વાતાવરણે છેલ્લી ઘડીએ પણ કંઈ પાંડવો અને કૌરવો વચ્ચે સમાધાન થાય અને કુલક્ષય અટકે! આવો હતો ધૃતરાષ્ટ્રનો આંતરઆશય.

ધૃતરાષ્ટ્રના પ્રશ્નના જવાબમાં સંજયજી પોતાની દિવ્યદૃષ્ટિ દ્વારા કુરુક્ષેત્રની ભૂમિ પર શું ચાલી રહ્યું છે તે જોઈને ધૃતરાષ્ટ્રને જવાબ દે છે, કે હે રાજન્! આ હું દુર્યોધનને દ્રોણાચાર્ય પાસે જતાં જોઈ રહ્યો છું. દ્રોણાચાર્ય પાસે જઈને એ સામા પક્ષના વીર યોદ્ધાઓનો પરિચય આપી રહ્યો છે. ઉપરાંત પોતાનાં પક્ષનાં શૂરોની ગણના અને નિર્દેશ કરી રહ્યો છે. એનું રહસ્ય એટલું કે શત્રુપક્ષ કરતાં આપણો પક્ષ સંખ્યાબળે અને સાધને અદકો છે. આપણે બીવાનું કોઈ કારણ નથી! ઉપરાંત ગુરુદેવ દ્રોણાચાર્યને સરસેનાપતિની પદવી નથી આપી એટલે એમનું માન રાખવા માટે પણ દુર્યોધનનો આશય છે. ઉપરાંત સેનાપતિ ભીષ્મનું રક્ષણ કરવાનો આદેશ આપે છે, કેમકે સેનાપતિ સુરક્ષિત તો આખી સેના સુરક્ષિત થઈ જાય છે. આમ ધૃતરાષ્ટ્રની કલ્પના ફળતી નથી! એણે જે ન્હોતું ઈચ્છ્યું તે જ થઈ રહ્યું છે. ઉપરાંત એકવાર ધ્યાન રહે—સત્યમાં સામર્થ્ય વસે છે. સેનામાં કે સંખ્યામાં નહિ—દુર્યોધન આટલું ભૂલે છે. અને એ ભૂલે જ પાયમાલી નોતરાઈ!

દુર્યોધનની કૂટનીતિ જોઈ પ્રસન્ન થયેલા ભીષ્મ-સરસેનાપતિ હવે યુદ્ધનો શંખ ફૂંકે છે. ૧૬૬ વર્ષના એ દાદાને શંખ ફૂંકતા જોઈ ૧૧ લાખની સેનામાં ઉત્સાહ પેદા થાય છે. વાતાવરણમાં વીજળી પ્રસરે છે. અને ૧૧ લાખની સેના શંખનાદથી ગૂંજી ઊઠે છે. માનો એ સામા પક્ષને આવાહન જ હતું.

જ્યાં ભીષ્મપિતામહે શંખનાદ દ્વારા પાંડવોની સેનાને આવાહન કર્યું કે તરત સામા પક્ષે પણ શંખનાદથી જવાબ વાળ્યો. ભગવાન અને અર્જુન,

યુધિષ્ઠિર અને ભીમે પોતપોતાના શંખો વગાડ્યા. અને આ શંખનાદે કૌરવોનાં જાણે હૃદય ચિરાયાં! જાણે તેમના હૃદયમાં રહેલું અસત્ય ચગદાવા લાગ્યું! પાંડવપક્ષે સાત લાખ માણસો જ હતાં! છતાં તેમને પક્ષે સત્ય હતુ! અને સત્ય જ ગર્જી ઊઠયું હતું. અને આથી અસત્યને અંદર માનો ઊંડી ફાળ પડી! નહીંતર ૧૧ લાખનો શખનાદ વધારે કારગો લાગે કે ૭ લાખનો? પણ સત્ય જ્યારે ચળવળ કરે છે ત્યારે અસત્ય હેબતાઈ જ જાય છે સૂર્યનું કિરણ આવે એટલે રાત્રિનાં ગમે તેટલાં ગાઢાં અંધારા હોય-તેણે મરી જ જવું પડે છે!

અને કૌરવોને સુસજ્જ થયેલા જોઈને અર્જુનની વીરશ્રી જાગૃત થઈ. રથી અર્જુન સારથી પ્રભુને સરસેનાપતિની અદાથી પોતના રથને બન્ને સેનાની વચ્ચે રાખવાનો હુકમ કરે છે. ગાંડીવધન્વા અર્જુન અત્યારે અક્કડ છે. સેનાની છે. એવી અવસ્થામાં, નર જેવો શોભે તેવો શોભે છે. ભગવાન તો આજ્ઞાધારી! રથને વચ્ચે સ્થાપે છે. અર્જુનને કોની સાથે લડવાનું છે તે જોવાનો હરખ હતો. ભગવાને તે પૂરો પાડયો! આ પ્રસંગનો અર્જુન, જરા યાદ રાખી લેવા જેવો છે, કેમકે વિશ્વરૂપનાં દર્શને ઓગળી ગયેલો અને વિનમ્ર થયેલો અર્જુન સરખામણીએ ખૂબ જ સોહામણો લાગશે. અહંકારીનાં જેવો કદૂપો કોણ? વિનમ્રના જેવો રૂપાળો કોણ?

ભગવાને બતાવ્યું અને અર્જુને જોયું! પણ બંને પક્ષે તેણે શું જોયું? જ્યાં જ્યાં નજર પડી ત્યાં સ્વજનો સિવાય બીજું કશું જ ન દેખાયું! અને સ્વજનોનાં જ દર્શને આજે અર્જુનનાં હૃદયમાં દયા પ્રવેશી! આ દયા 'પર-કૃપા' હતી! એટલે કે એનાં સ્વભાવથી વિરુદ્ધ હતી! અર્જુનના સ્વભાવમાં આ બહારની કસર પ્રવેશી હતી! આ દયા માટે કોઈ નિમિત્ત ન હતું. અને આથી આ દયા અસ્વાભાવિક મોહમાંથી જ પેદા થયેલી હતી. આ ઠેકાણે જ ગીતાજીના જન્મનું બીજ છે! સેંકડોને ફાંસીની સજા કરતાં કદી ન અચકાતો ન્યાયાધીશ જ્યારે પોતાના જ પુત્રને દેહાન્તદંડની સજા કરવાનો વારો આવે ત્યારે મૂંઝાઈ જાય, કાયદાને ભાંડે-ફાંસીની સજા જંગલી છે-કાયદાપોથીમાંથી એને રદ કરવી જોઈએ, વગેરે લવારા કરે ત્યારે એ ન્યાયાધીશની ન્યાયનિષ્ઠા મોહવિદ્ધ જ છે એમ સહેલાઈથી સમજાય! તેવું અર્જુનનું થયું છે! આ પરકૃપાથી એને વિષાદ થાય છે. વિષાદ એટલે સત્ત્વગુણનો ક્ષય. એને તમઃપ્રધાન રજોગુણ આવરી રહ્યો છે અને પરિણામે એ તાગાં ઉપર ચડી ગયો છે. સ્વજનોના કલ્પનાએ હવે એનું મ્હોં સુકાય છે, ગાત્રો ઢીલાં થાય છે!

શરીરે ધ્રુજારી ચડે છે. રોમાંચ થાય છે! હાથમાંથી ગાંડીવ સરકે છે! ચામડીએ લાહ્ય લાગે છે. ઉભાતું નથી. મન ભમે છે! અને હવે ભગવાન સમક્ષ સર્વોત્તમ વકીલની પેરે પોતાનો લૂલો બચાવ કરવા માંડે છે!

સ્વજનોના સંહારે ભગવન્! મને કંઈ કલ્યાણ દેખાતું નથી! મારે તો વિજય પણ નથી જોઈતો, વિજયમૂલક રાજ્ય કે રાજ્યમૂલક સુખ પણ ખપતા નથી! અમને રાજ્ય કે ભોગ કે સુખથી પણ શું સુખ થનાર છે? કેમકે સુખનાં સાધનો જો મેલાં હોય તો તે સુખ ચોકખું અને કલ્યાણકારી કેવી રીતે હોય? હિંસાથી જ જો સુખ મળતું હોય તો પછી તે સુખ મારા જેવા વિચારશીલ કેવી રીતે ઝંખે? ભગવન્! સાધનશુદ્ધિ વિના સાધ્યશુદ્ધિ કે સિદ્ધિનો શો અર્થ?

અર્જુન આગળ વધીને ભગવાનની સમક્ષ આવી ક્રૂરકથાની પરંપરા રજૂ કરે છે! મહારાજ! આ લડાઈથી પાપની જ ઉપજ થશે. આંધળા થઇશું તો તેનો શો અર્થ? આ લડાઈને અંતે કુળનો સર્વનાશ છે! મિત્રદ્રોહ તો છે જ! અને એ બધાંમાંથી પાપ સિવાય બીજું શું જન્મે? મહારાજ! જરા, સમજી લો—કે કુળક્ષયથી કુળધર્મોનો નાશ થશે જ; પરિણામે અધર્મનો ઉતારો થાય જ! સૌથી અધર્મની પહેલી અસર કુલીન સ્ત્રીઓ પર થશે. અને જે દેશનું સ્ત્રીત્વ દૂષિત થયું તેની પ્રજા પણ વર્ણસંકર થાય જ! આથી જીવતા અને મુએલા બાપદાદાઓનું આવી બને! અને સરવાળે ભગવન્! અનેક દુખોનાં સરવાળારૂપ જાતિ અને તેનાં ધર્મોનું પણ નિકંદન જ જાય. અંતે નરકવાસ જ આવે અને આથી યુદ્ધજન્ય હિંસા એ મહાપાપ છે. અને ભગવન્! અંધારામાંથી અજવાળાં કેવી રીતે પેદા થાય? ઝેરનાં બી વાવીને અમૃતની વેલી કેમ જન્મે?

આથી અર્જુન તો હવે સમસ્ત વિશ્વની શાંતિનો એકાએક વિચાર કરવા લાગ્યો! જગતને વૈધવ્ય આપીને મારું જો સૌભાગ્ય મળતું હોય તો એનો શો અર્થ છે? અને આથી મારવા કરતાં મરવું વધારે રૂડું છે. ભગવન્! હવે તો મારે જ પહેલ કરવી પડશે! શસ્ત્રમાં જો અશાન્તિ છે તો શસ્ત્રસંન્યાસમાં અનન્ત શાંતિ છે! આમ કહીને અર્જુને તો સાચે જ ગાંડીવને મૂકી દીધું. ગળિયા બળદની પેરે તે ઢગલો થઇને રથની વચ્ચે જ બેસી ગયો!

અને આમ અર્જુનનું પાંડિત્ય તો ઊંચા પ્રકારનું લાગે છે! આજના જગતનો જ પ્રશ્ન છે! આખી દુનિયા આજે શસ્ત્રસંન્યાસ માટે આકળી

શ્રીકૃષ્ણચંદ્રને શરણે જાય છે. અને ભગવાન તો શરણાગતવત્સલ છે. ખ હૃદયે જે કોઈ એનું શરણું યાચે તેને તે આપે છે. ત્યાં પાપી કે પુણ્યશાળી કોઈ હિસાબ નથી. પણ પાપી જીવ કદી સામાન્ય રીતે પ્રભુ તરફ વ શકતો નથી. પૂર્વેનાં કોઈ પુણ્ય હોય તો જ પાપી પ્રભુશરણે જાય શરણાગતિ બે જાતની છેઃ વાંદરીનાં બચ્ચાંની અને બિલાડીના બચ્ચાંન વાંદરીનું બચ્ચુ માતાને વળગે છે. અને આથી એક ઝાડ ઉપરથી કૂદત કદાચ બરાબર પકડ ન રહી તો બચ્ચું પડી જાય એ સંભવે. બિલાડી બચ્ચું જાતે બિલાડીને વળગવાની ખટપટમાં પડતું નથી. બિલાડી જ તેને પકડે છે અને આથી તે પડી ન જાય તેની કાળજી બિલાડી જ રાખે છે. આપણે બિલાડીનાં બચ્ચાં બનીએ એટલે પ્રભુ જાતે હાથ આપી પાર કરે. અર્જુન! બિલાડીનું બચ્ચું બની જાય છે. અને આખરે ભગવાન જ તેને શોકને પેલે પાર લઈ જાય છે. શાસ્ત્રનું વચન છે કે **तरति शोकं आत्मवित्**— આત્માને જાણનારો શોકને તરી જાય છે. ભગવાન અર્જુનને આત્મજ્ઞાન આપે છે. અને આ ઠેકાણેથી જ ગીતાજીનો વાસ્તવિક પ્રારંભ થાય છે.

ભગવાન કહે છે કે અર્જુન! શોક ન ઘટે તેનો તું શોક કરે છે, છતાં વાણીનું પાંડિત્ય તું બતાવતો જાય છે. સાચો પંડિત કોણ? 'પંડિત' શબ્દ 'પંડા' ઉપરથી બને છે. 'પંડા' એટલે આત્મજ્ઞાન. તે આત્માનું જેને પ્રત્યક્ષ જ્ઞાન હોય તે પંડિત! પુસ્તક જ જાણે તે પંડિત નહિ. અને જે આત્માને જાણે તે જીવતામરેલાનો શોક નહીં કરે! જીવતા, જીવતા હોઈને જ શોક માટે અવસર નથી. અને મરેલા, મરી જતા હોઈને કદી પાછા આવતા નથી અને આથી તેમનો શોક નિરર્થક છે. પંડિત હોય તે વગર અવસરનું કાંઇ કરે નહિ. નિરર્થક કશું કરે નહીં! અર્જુન! તું તો પંડિતને ન છાજે એવું કરે છે ને જાણે મહાપંડિત હોય એવું બોલે છે. નથી સમજાતું કે તું તે પંડિત છે કે પંડિતંમન્ય અપંડિત છે. શોક બે રીતે સંભવેઃ પ્રિય પદાર્થના વિયોગે શોક થાય અગર તો વિયોગની કલ્પનાએ શોક થાય. પણ પ્રિય કોણ એનો નિર્ણય કર! વિચારતાં જણાશે કે આપણે પોતે જ આપણને સૌથી વ્હાલા હોઇએ છીએ! અર્થાત્ આપણો આત્મા જ પ્રિયતમ છે. દેહ વગેરે આત્માને લઇને વ્હાલાં લાગે છે. અને આત્માને પોતાનો તો કદી વિયોગ થતો નથી. તો એ દેહ વગેરે આત્મા નથી અને આત્મા દેહાદિ નથી. આપણે પોતે આત્મા છીએ અને આપણને આપણો વિયોગ નથી જ થઇ શકતો અને દેહાદિનો વિયોગ ભલો ભૂપ પણ અટકાવી શકતો નથી તો પછી શોક કોનો, ભલા? તું ઊં· · · !

અર્જુન! ઉપરાંત દેહ વગેરે પદાર્થો આપણાં નથી જ. હોત તો સદા તે આપણી કને આપણી માફક ન રહે? કુદરતનો એ કાયદો છે. આત્મા સિવાયનાં તમામ પદાર્થો પરિણામી છે. તેમની અવરજવર થયા જ કરે છે. સૃષ્ટિની યોજના જ એવી છે. એ યોજનામાં એક વખત સપડાયા એટલે દેહનાં જન્મમરણ મળવાનાં જ! અને આત્માએ ન છૂટકે પણ સ્વીકારવાનાં જ! તો અર્જુન! આપણી મનની કલ્પનાએ ન જીવતાં, જેવું સત્ય છે તેવું મન કરીને જીવીએ તો શોકનું કોઈ કારણ નહીં રહે! આત્મા અજ અને અમર છે. તે આપણું સ્વરૂપ છે. તેનો કદી વિયોગ થતો નથી. તે સિવાયનાં બધાય પદાર્થો જન્મે છે અને જાય છે. તે આપણું સ્વરૂપ નથી. તેમનો સંયોગ અતિ ટકતો નથી. અને આથી છે તેવી આ પરિસ્થિતિને છે તેવી રીતે જ સ્વીકારી લેવી એ સત્ય છે! તો અર્જુન! સત્યનો સ્વીકાર કર, સત્યનો સ્વીકાર કરશે એટલે શોકનું કોઈ કારણ નહીં રહે! આત્મા અમર છે માટે શોકનો અવસર નથી. દેહ મરણશીલ છે અને જશે જ, માટે તે પણ શોકને યોગ્ય નથી. ઉલટું અમર આત્મા અમર છે. અને કર્મને લઈને જ્યારે એ કર્મના ફળરૂપે મળેલા દેહાદિ પદાર્થોમાં ગોંધાયો છે તો હવે એ છૂટે ત્યાં સુધી શાંતિથી વિના રાગદ્વેષે સહન કરી લે. તારો આત્મા પોતે જ કરેલાંનાં ફળમાંથી શાન્તચિત્તે વિચારીને વર્તશે તો સહિષ્ણુ થશે. શાંત રીતે બધું ભોગવી લઈને, કર્મનો હિસાબ ચૂકવી દઈને, દેવાં વિનાનો થઈને, છેવટે મુક્ત થા. આ જ આઘાત પ્રત્યાઘાતોમાંથી છૂટવાનો ઉપાય છે. માટે અર્જુન ગાંડો ન કાઢ, સહિષ્ણુ થા.

અર્જુન! સહિષ્ણુ થવાથી તું આત્માના અમરત્વને સમજવાને યોગ્યતા મેળવશે. આત્મા સત્ છે અને આથી અમર છે. સત્ એટલે કે ત્રણે કાળમાં હોનારો. આત્મા ત્રણે કાળમાં હોય છે. અને આથી કાળ આત્માને સ્પર્શી શકતો નથી. ભૂતકાળમાં આપણે હતા. કેમકે આપણે કરેલાં કર્મોનાં ફળરૂપે જ આપણને ચાલુ દેહ મળે છે. કોઈનાં કરેલાં કોઈને ફળતાં નથી અને કરનારો કર્મ કરતાં પહેલો હોય છે. કરનારો ન હોય તો કર્મ કેવી રીતે થાય? અને થાય તો તેને ભોગવે કોણ? આથી ચાલુ દેહ આપણાં પૂર્વનાં કર્મોનું ફળ હોઈને અને કરનારને જ કરેલાંનું ફળ મળતું હોઈને, આ દેહ પહેલાં પણ આપણે હતાં જ. પૂર્વનાં દેહ તે દેહપૂર્વેનાં કર્મોનું ફળ હતું. અને તે કર્મોનાં કરનારાં પણ આપણે જ હતા. આમ દેહ બદલાયા પણ તે દેહની અંદર અવરજવર કરનારાં આપણે જ બદલાયા નથી. આપણે તેના તે જ છીએ, આમ ભૂતકાળની પહેલાં પણ આપણે હતા જ. અત્યારે તો છીએ જ. અને ચાલુ દેહે જે કંઈ કરીએ તેની જવાબદારી

પણ આપણી જ હોઈને ભાવિમાં ચાલુ દેહે કરેલાં કર્મનાં ફળ ભોગવવા આપણે હોવાનાં જ. આમ ભૂત, વર્તમાન અને ભાવિ–ત્રણે કાળમાં આપણે હતા; છીએ અને હોઈશું ! આથી આત્મા અજ અને અવિનાશી છે, નિત્ય અને સત્ છે, તે આપણું સ્વરૂપ છે. અને આપણું સ્વરૂપ હોઈને જ આપણને તેનો વિયોગ થતો નથી. આપણાંથી જુદા હોય તેનો વિયોગ–સંયોગ થાય ! આપણો આપણને કદી ન થઈ શકે. આથી દેહાદિ અસત્ છે; આત્મા સત્ છે. દેહાદિ ક્ષણભંગુર છે; આત્મા અમર છે. અર્જુન ! અને આથી સત્ તે સત્ હોઈને જ શોક કરવા જેવું નથી; અસત્ અસત્ હોઈને રડવા જેવું નથી. બન્ને સ્થિતિમાં પ્રસન્ન રહેવાનું તો કારણ છે. આત્માનાં જન્મ અને મૃત્યુ તો શરીરે બદલેલા વાગા જેવાં છે. જૂનાં અને નકામાં વસ્ત્રો બદલી અને તેની જગ્યાએ નવાં અને કામનાં વસ્ત્રો પહેરીએ તો તેમાં કોઈ હર્ષશોક કરતું નથી ! તેમ દેહની ફેરબદલી આત્મા માટે વસ્ત્રની ફેરબદલી જેટલી કિમતની જ છે. માટે શોક અસ્થાને છે. સત્ હોઈને જ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભિંજવી શકતું નથી, પવન સૂકવી શકતો નથી ! આત્મા નિત્ય છે, વ્યાપક છે, સ્થિર છે, અચળ છે, સનાતન છે, અવ્યક્ત છે, અચિંત્ય છે, અવિકાર્ય છે. અર્જુન ! જેવો એ છે તેવો એને જાણ, એટલે શોક નહીં રહે. અને જેવો એ નથી તેવો એને જાણશે કે માનશે તો કદી શોકનો છેડો નહીં આવે. માટે સાચું સમજ !

અને જો અર્જુન ! દેહના જન્મ સાથે આત્માને તું જન્મતો માનતો હોય, ને દેહના મરણ સાથે આત્માને તું મરતો માનતો હોય, તો પણ શોક ઉચિત નથી ! કેમકે જે જન્મે તે જાય અને જાય તે જન્મવાનાં. જન્મનું કારણ રહી જાય તો જન્મે જ. આ કુદરતનો કાયદો ! કુદરતનાં ક્ષેત્રમાં આવ્યા પછી એ કાયદાની બહાર કેવી રીતે રહી શકાય ? આથી આપણી કાબૂની બહારની પરિસ્થિતિનાં રોદણાં રડવાથી પણ પરિસ્થિતિ મચક આપે એવી નથી. તો આ દૃષ્ટિએ પણ શોક ક્યાં ઉચિત છે ? આથી સ્વજનો જ નહીં, કોઈપણ શોકને યોગ્ય નથી ! આમ સ્વભાવદૃષ્ટિએ પણ સૌનો શોક છોડ. આ આત્મા અતિબારિક પદાર્થ છે, એટલું તું જાણજે. અને બારીક હોઈને જ એને જોનારા જાણનારા વિરલ હોય છે.

આ ઉપરાંત અર્જુન ! સ્વધર્મની દૃષ્ટિએ પણ તું જરા વિચારી લે ! તું ક્ષત્રિય છે. યુદ્ધ તારો સ્વધર્મ છે. સ્વધર્મના પાલનમાં ઉદ્ધાર છે. તું સ્વધર્મનું પાલન ન કરશે તો તો તારી અવનતિ થયા વિના ન રહે !

સ્વધર્મમાં નિષ્ઠા રાખનાર સ્વર્ગે જાય. તેમાંથી ભ્રષ્ટ થનારની સેંકડો રીતે અવનતિ થાય. અર્જુન! યુદ્ધરૂપી તારો ધર્મ નહીં બજાવે તો તારી કીર્તિ ખોવાશે, અપકીર્તિ મળશે; ને નફામાં નિન્દાને પાત્ર બનશે, ને વધારામાં તું આબરૂ ગુમાવીને જીવે તો તે જીવનનાં તેજ શાં? અને આથી અર્જુન! ક્ષત્રિયધર્મ પણ તને આ ક્ષણે તો યુદ્ધનું જ આવાહન કરે છે. તો ઉઠ. મરશે તો સ્વર્ગમાં જશે. જીતશે તો પૃથ્વીવલ્લભ થશે. બંને દિશામાં લાભ જ લાભ છે. તો ઉઠ, કર્તવ્યદૃષ્ટિએ પણ શોક ઉચિત નથી.

અર્જુન! તારા મનનાં મોહને દૂર કરવાને માટે મેં તને સાંખ્યયોગ દૃષ્ટિ દીધી. સાંખ્ય એટલે આત્મજ્ઞાન. આત્મજ્ઞાન જેને મળ્યું તે સાંખ્યયોગી. અને તેની જે જીવન દૃષ્ટિ તે સાંખ્યયોગ દૃષ્ટિ કહેવામાં આવે છે. આ દૃષ્ટિમાં આત્મા અને અનાત્માનો ભેદ કરવાનો રહે છે. અનાત્મામાંથી આત્માને ખેંચી લઈ આત્મામાં જ આત્માને રમતો કરવાનો રહે છે. અને અનાત્માની અસરોને આત્માના જ્ઞાન દ્વારા નહીંવત્ કરી નાંખવામાં આવે છે. આત્મા અજ અને અમર છે. નિત્ય છે. સત્ છે. આથી તેને કોઈપણ ક્રિયા કે કર્મફળ વગેરેનો સ્વરૂપે સ્પર્શ જ નથી. આમ સમજી ચાલુ પરિસ્થિતિમાં દેહાદિ અનાત્મા પ્રત્યે ઉદાસીન રહી ઈશ્વિરનાં નિમિત્ત બની, પ્રારબ્ધભોગ ભોગવી, અંતે સ્વરૂપમાં સદાને માટે લીન થઈ જવું-આને સાંખ્ય દૃષ્ટિ કહે છે. કર્મયોગ દૃષ્ટિ જરા આગળ જાય છે. સાંખ્યયોગ અને કર્મયોગમાં એક વસ્તુ સરખી છે; અને તે આત્મજ્ઞાન. બંનેમાં આત્મજ્ઞાન મુખ્ય છે. ફેર છે ફક્ત આત્મજ્ઞાન થયા પછી કેવી રીતે જીવવું તે બાબતમાં. કર્મયોગી આત્મજ્ઞાની તો હોય જ પણ તે ઉપરાંત તે અનાસક્તપણે ચાલુ જીવનમાં, જ્યાં હોય ત્યાં રહી, પોતાને ફાળે આવેલાં બધાં કર્મો કરતો જ જાય છે. અને આથી સંસારમાં સરસો રહે છતાં તે મનથી ભગવાનની કને જ રહે છે. આથી સંસારમાં રહેવાની મહાચાવી છે તે નિષ્કામ કર્મયોગ છે. આત્માને જાણીને, ભક્તિભાવથી તરબોળ રહીને, પોતાને ફાળે આવેલાં કર્તવ્યકર્મ નિઃસ્પૃહભાવે કરવાં એ કર્મયોગની દૃષ્ટિ છે. ૩૯ થી ૫૧ શ્લોક સુધીનો આટલો મર્મ છે.

જેની બુદ્ધિનો મોહરૂપી કચરો ધોવાઈ જાય છે, જે સ્પષ્ટ સ્પષ્ટ આંતરદર્શન કરવાની શક્તિવાળો છે, જેની બુદ્ધિ સદા એકાગ્ર છે, તે સાંખ્ય કે કર્મયોગને માટે અધિકારી બને છે. અને આ ઠેકાણે અર્જુન એવા યોગીનાં લક્ષણ પૂછે છે. એ લક્ષણો સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો તરીકે પ્રસિદ્ધ છે. સ્થિતપ્રજ્ઞ એટલે ઠરેલ બુદ્ધિ. જે માણસની બુદ્ધિ ઠરેલી છે તે કેવો હોય? ૫૪ મા શ્લોકમાં અર્જુન આવો પ્રશ્ન કરે છે.

અને ભગવાન, તેનો, અધ્યાયનાં અંત સુધી સુંદર જવાબ વાળે છે. ઊંચામાં ઊંચો માણસ કેવો હોય તેનાં ગુણોની અહીં ભગવાન યાદી આપે છે. એક આદર્શ યોગીનું ભગવાન ચિત્ર દોરે છે. અને તેને જોઈ જોઈને આગળ ધપવાનું આપણને સૂચન કરે છે. સ્થિતપ્રજ્ઞ કેવો હોય? ભગવાન કહે છેઃ-હૈયામાં તેને કશી કામના ન હોય. આત્મામાં જ તેને આનંદ હોય છે, પદાર્થોમાં નહીં. એવાનામાં રાગ ભય ક્રોધ ન હોય. સુખદુઃખમાં ફુલાતો કરમાતો નહીં હોય, પણ સમવર્તી હોય. શુભ કે અશુભની પ્રાપ્તિમાં સ્વસ્થ હોય. "વાહ વાહ" કે "હાય હાય" ન કરતો હોય. કાચબો જેમ પોતાનાં અંગોને તેમ ભય આવ્યે જે ઈન્દ્રિયોને સહજ રીતે અંદર સમાવી લેતો હોય. વિષયભોગ માટે અંદરથી પણ તેવાને લ્હેલાટ ન હોય. બધીય ઇન્દ્રિયો ઉપર તેને સદા કાબૂ હોય. એની બુદ્ધિ વિષયોનાં ધ્યાન, સંગ-કામ-ક્રોધ વિનાની હોય. ચિત્ત સદા રાગદ્વેષ વિનાનું હોય. કોઈપણ સંયોગ કે પરિસ્થિતિમાં એની બુદ્ધિ ડામાડોળ ન થાય. સ્વાર્થમાં એ ઊંઘતો હોય. પરમાર્થમાં એ જાગતો હોય. સમુદ્ર જેવો બધીય સ્થિતિમાં મર્યાદાશીલ હોય સ્થિતપ્રજ્ઞ પુરુષ અહંકાર, મમતા અને સ્પૃહા વિનાનો હોય. આત્માનું પૂરું જ્ઞાન હોય તો જ વર્તનદશાએ આવી સર્વોચ્ચ સ્થિતિ આવે. પૂજ્ય ગાંધીજી એવા થવાનો પ્રયત્ન કરતા હતા-એવા થયા અને ભગવાને આપેલાં સ્થિતપ્રજ્ઞના લક્ષણ કૃતાર્થ થયાં.

॥ इति सांख्ययोग: ॥ २ ॥



ॐ

# ૩

# કર્મયોગ

બીજા અધ્યાયને અંતે ભગવાને સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો આપ્યાં. એ લક્ષણો આપણે માટે નકશારૂપ છે. જેણે જીવનમાં ઊંચામાં ઊંચા માનવ થવું હોય, તેણે એ લક્ષણો અનુસાર જીવવાની કોશીષ કરવી જોઈએ. ગીતા તો મહામાનવોને પકવતી એક ખાણ છે. બીજી ખાણોમાંથી જેમ તે તે પદાર્થો નીકળે—ગીતારૂપી ખાણમાંથી જીવરત્નો પાકે છે. પણ જ્ઞાનનું આટલું માહાત્મ્ય જોઈને અર્જુનના મનમાં એક ભ્રમણા પેદા થઈ. જો જ્ઞાન કર્મથી ચડીઆતું હોય, તો પછી હે ભગવન્! તમો મને લડાઈ જેવા ઘોર કર્મમાં કેમ પ્રેરો છો? શ્રેયની પ્રાપ્તિ માટે, કર્મ કરતાં જ્ઞાન જ સાક્ષાત્ સાધન છે. સ્થિતિપ્રજ્ઞનાં લક્ષણો વિચારતાં ઘોર અને હિંસાપ્રધાન કર્મ કરવું એ ફળે જ નહીં! આથી ભગવન્! ઘડીકમાં તમો જ્ઞાન તરફ અને ઘડીકમાં તમો કર્મ તરફ ઢળતા લાગે છો. તો બેમાંથી ગમે તે એકનો મને નિર્ણય દ્યો! હું તો શ્રેયનો એટલે કે છેવટનાં કલ્યાણનો ગરજુ છું.

ભગવાન કહે છેઃ— અર્જુન તું મફતનો મૂંઝાય છે. હું બેવડી વાત કરતો નથી. અસલથી કલ્યાણના બે માર્ગ છે. જ્ઞાન અને કર્મ. પણ અહીં જ્ઞાન તો સંન્યાસી એટલે કે આત્મજ્ઞાની અને કર્મયોગી બંનેની વચ્ચે સમાન છે. આત્મજ્ઞાન વિના તો નથી સંન્યાસી થવાતું કે નથી નિષ્કામ કર્મયોગી થવાતું. પણ બેમાં કુદરત સાથે મેળ કરીને જીવનારો છે કર્મયોગી. તે એક મહાસિદ્ધાંતને વળગે છે. તે જાણે છે કે કર્મ ન કરવાથી નિષ્કામ કર્મયોગ સિદ્ધ થતો નથી. કર્મનો ત્યાગ કરવાથી પણ તે મળતો નથી. કેમકે આ દેહની મર્યાદામાં આવેલો કોઈપણ જીવ ક્ષણભર પણ નવરો બેસી શકતો નથી. સૌની પાસે કુદરત જ ફરજીઆત કર્મ કરાવે જ છે! અરે જીવવાનું પણ કર્મ જ છે! અને આથી કર્મયોગી આત્માને સમજીને ત્યારબાદ પણ પોતાને ફાળે આવેલાં કર્તવ્યકર્મો કરે જ છે! કેમકે જીવીએ ત્યાં સુધી સંપૂર્ણ કર્મનો ત્યાગ શકય જ નથી. આથી હાથપગ વગેરેને સંકોચી મનથી જે ઇંદ્રિયોનાં વિષયોને ભોગવતો રહે છે તે મિથ્યાચારી માનવ છે. એનાથી ઊલટું જે માણસ પોતાની જ્ઞાનેન્દ્રિયોને નિયમમાં રાખી કર્મેન્દ્રિયો દ્વારા કરવા જેવું કર્મ કરે છે તે ચડીઆતો છે,

કેમ કે તે સત્યાચારી છે. અને આથી અર્જુન! તારે ફાળે આવેલું શાસ્ત્રીય કે લૌકિક કે વ્યવહારિક કર્મ તું કર. કેઈપણુ જાતની ફળની અભિલાષા વિના કર. ન કરવા કરતાં, કરવું વધારે સારું છે. જે કરતો નથી તેને ખાવાનો હક્ક પણ નથી. શ્રમ વિનાનું ખાવું હરામ ગણાય! તો અર્જુન! આત્મજ્ઞાનીએ તો પ્રામાણિકપણે, પોતાની જીવની ચાલે એટલા ખાતર પણ, કર્મયોગની રીતે શરીરશ્રમ કરવો જ જોઇએ. આથી કુદરતે અને લોક તથા શાસ્ત્રે, માણસ માટે જે કર્તવ્ય નક્કી કર્યું હોય, તે તેણે કરવું જ જોઇએ-અનાસક્તપણે કરવું જોઈએ, એવો મારો તને નિર્ણય છે.

કર્મ વિના શરીરયાત્રાનો પણ પ્રામાણિકપણે નિર્વાહ નહીં થાય. આથી અર્જુન! કર્મ છોડવાનાં નથી.

તો પછી એક બીજી ઉપાધિ તો નહીં નડે? કઇ? તો કર્યાંનું તો ફળ મળે જ! કોઈ કર્મ કદિ નિષ્ફળ હોતું નથી. અને કર્મ થયું અને તેનું ફળ પણ મળે જ, તો વળી તે ભોગવવું જ પડે! અને આથી કર્મફલનાં ભોગરૂપી બંધનમાંથી તો કદી મુક્તિ મળે જ નહીં! અને આથી કાદવમાં પગ ખરડીને ધોવા કરતાં કાદવમાં પગ જ ન મૂકવો શું ખોટો? તો તારી આ વાત અર્જુન! બરાબર નથી. હું તને કર્મ કર્યા છતાં એનો લેપ જ નહીં લાગે એવો રસ્તો બતાવું. તું યજ્ઞાર્થ કર્મ કર. અર્થાત્ જ નિઃસ્વાર્થભાવે કર્મ કર. યજ્ઞાર્થકર્મ કરનારને ફળલેપ થતો નથી, એટલે કે વળગણુ છોડીને કર્મ કર. યજ્ઞાર્થે કર્મ કરવાં એ ગીતાના ઉપદેશની મહાચાવી છે! દેવને ઉદ્દેશીને દ્રવ્યનો ત્યાગ એટલે યજ્ઞ. તો પરમદેવ પરમાત્માને અનુલક્ષીને, તેને પ્રસન્ન કરવાના એકમાત્ર હેતુથી, તું તારા તન-મન-વચન-સાધનરૂપી દ્રવ્યને ખરચશે તો તને કોઈ કર્મના બંધન નહીં નડે! એ પરમદેવ પરમાત્મા જ આ વિશ્વરૂપે પ્રસરી રહ્યો છે! આથી વિશ્વની સેવા તું લે છે તેવી સામે આપવી ઘટે! માનવ એટલું તો અલ્પજ્ઞ કે અલ્પશક્તિ પ્રાણી છે કે પોતાના સિવાય બીજા બધાનાં ઉપકાર અને સહકારને લઈને જ એ જીવી શકે છે. તો જન્મીને, જઈએ ત્યાં સુધી, આપણે જો આપણા સિવાયના બીજા બધાંની સેવા લઇએ છીએ તો આપણી એ ફરજ છે કે આપણે પણ યથાશક્તિ, નિઃસ્વાર્થભાવે, આપણી શક્તિઓને વિશ્વને માટે કામમાં લગાડીએ. જે દુનિયામાં આપણું સૌની સાથે સહઅસ્તિત્વ છે, ત્યાં સહકાર અને એકબીજાના ઉપર ઉપકાર કરવો એ ધર્મ છે. પરસ્પરના સહારાએ જ જગત નભે છે. તો તે માટે આપણે

આપણા સ્વાર્થ ઉપર કાપ મૂકવો જ પડે. અને સૌ આપણે માટે ઘસાતું હોઈને, આપણે સૌને માટે દરેક રીતે ઘસાઇ છૂટીએ, એ જ યજ્ઞમય જીવનની ચાવી છે. આનો જ બીજો અર્થ છે કે સેવા માટે જીવન છે, કેવળ ભોગ માટે નથી.

જે પોતાનું સર્વસ્વ બીજાઓને માટે ઘસી છૂટે છે તે દેવનો દેવ છે! એવો માણસ મહાત્મા છે. સંતાત્મા છે. એને જ જીવનનું રહસ્ય મળ્યું છે. વિશ્વાત્માની સેવામાં જે પોતાનું બધું ધરી દે તે નિષ્પાપ થાય છે. જે કેવળ સ્વાર્થે શ્વાસોચ્છ્વાસ લે છે, તે પાપ ખાય છે. આમ સેવામય જીવન એ સર્વશ્રેષ્ઠ નિષ્કામ કર્મયોગ છે. જે આ પ્રભુપ્રેરિત સૃષ્ટિચક્રને ચલાવવામાં પોતાનો નમ્ર પણ ફાળો આપતો નથી, તે પાપ-જીવન છે. ઈંદ્રિયોનાં ભોગમાં જ જીવનને બરબાદ કરનારો ક્ષુદ્ર છે. તે વ્યર્થ જીવે છે.

ઉપર કહ્યું છે કે આત્મજ્ઞાન તો સૌ યોગોનાં પાયામાં છે. આવા આત્મજ્ઞાનીને કશું કરવાનું-સ્વાર્થે કરવાનું બાકી રહેતું નથી! કારણ કે હવે એને કશું મેળવવાનું કે તજવાનું નથી. છતાં તે જીવતો હોય ત્યાં સુધી પ્રકૃતિનાં ક્ષેત્રમાં રહેતો હોઇને, એણે પણ કશુંક કરવું જ પડે છે! તો જરૂર એ કરે પણ અનાસકત થઇને કરે! ખેતરમાં ફોતરાંવાળા ચોખા-ભાત વાવીએ તો કદી અંકુર ફૂટતા નથી. માણસ કર્મફળની આસક્તિપૂર્વક વર્તે તો તેવાં કર્મો ફળ આપે છે અને તે તેણે ભોગવવાં જ પડે છે. આત્મજ્ઞાનીને તો અહંકાર જ હોતો નથી. અને આથી આસક્તિ કે 'હું' અને 'મારાં' નું અભિમાન જ હોતું નથી. અને તે કારણે એનાં કરેલાં કર્મ ફોતરાં વિનાનાં ચોખાનું જ વાવેતર છે. એવાં કર્મો બંધક નથી. બળેલી દોરડી, દોરડી જેવી દેખાય તેથી તેના વડે હાથી બંધાતો નથી. આથી કરવા જેવું કર્મ માણસે અનાસકત થઇને કરવું ઘટે. પરમાત્માને પ્રાપ્ત કરવાનો આ રાજમાર્ગ છે.

ઉપરાંત જ્ઞાની માણસે પણ પોતાને યોગ્ય એવાં બધાંય કર્મો કરવાં જ જોઇએ. જનક મહારાજા જેવા મહાજ્ઞાની માણસોએ પણ છેવટ સુધી કર્મ કર્યાં જ હતાં! જનક તો મહાયોગી શુકદેવજીનાં પણ ગુરુ હતા! ઉપરાંત લોકસંગ્રહની દૃષ્ટિએ પણ જ્ઞાનીએ કર્મ કરવાં રહ્યાં. લોકસંગ્રહ એટલે પોતાના દાખલાએ જગતને સન્માર્ગે પકડીને ચલાવવું તે. અર્થાત્ મોટા ગણાતા લોકોની મોટી જવાબદારી છે. અનુકરણ કરવું એ માનવનો સ્વભાવ છે. બાળકો મોટાનું અનુકરણ કરે છે. મોટાઓ તેમનાંથી મોટાંઓને

અનુસરે છે! અને સૌથી મોટો છે આત્મજ્ઞાની. આત્મજ્ઞાની સૌથી મોટો હોઈને જ એની જવાબદારી સૌથી વડી છે. એ જો કર્મ કરવાનાં છોડી દે તો એને પોતાને નુકસાન નથી, પણ એનું જોઈને હજારો જણા જીવન જીવતા હોય છે, તેઓ તો આત્મજ્ઞાનસૂના છે. આત્મજ્ઞાની જો કશું ન કરે તો ગતાનુગતિક–ઘેટાંની ટેવવાળો જનસમુદાય પણ કર્મ છોડી દેશે. પરિણામે સમાજમાં આળસ–પ્રમાદ–ગાફેલપણું અને છેવટે દારિદ્ર આવે. દરિદ્રતા એ સૌ પાપોનું છેવટનું ફળ છે! આમ આત્મજ્ઞાની જો ખોટો ધડો બેસાડે તો સમાજની અવનતિ થાય છે. અને આવું બને જ છે. હલકી વસ્તુઓનું અનુકરણ કરવું સહેલું છે! ઉત્તમનું કરવું મુશ્કેલ છે!' ગાંધીજીની ખાદી પહેરવી એકંદરે સહેલી છે, પણ તેમના સત્યનું અનુકરણ કરવું મુશ્કેલ છે! આથી ખાદી તેટલી રહી જાય અને સત્ય તેટલું ચાલી જાય! આથી સમાજમાં શ્રેષ્ઠ જીવો જે કરે તે જોઈને બીજાઓ પોતાનું વર્તન ઘડતા હોઈને, શ્રેષ્ઠ પુરુષોએ તો છેવટ સુધી શ્રેષ્ઠ કર્તવ્યકર્મો કરતાં જ રહેવું ઘટે. અને ભગવાન પોતાનો જ દાખલો ટાંકે છે! અર્જુન! મારાં કરતાં તો કોઈ જ્ઞાન કે કર્મમાં ચડિયાતો નથી! પરમાત્માની બરોબરીનો કોઈ નથી, તો તેનાથી અદકો તો હોય જ ક્યાંથી? એ પરમાત્મસ્વરૂપ મારે કોઈ કર્તવ્ય નથી, અને છતાં હું ચોવીસે કલાક અતંદ્રિતપણે મારા સૃષ્ટિ, સ્થિતિ અને સંહારનાં કાર્યમાં મંડેલો જ રહું છું! કોણ સૂરજને રોજ ઉગાડે અને આથમાવે? કોણ પૃથ્વીને ચલાવે? કોણ તારાજડિત આકાશમાં સમસ્ત ગ્રહમંડળને અવિરતપણે ગતિશીલ રાખે? કોણ વરસાદ મોકલે? અરે! મૃત્યુને પણ કોણ ચોવીસે કલાક હંકાવે? આ બધાંય ઈશ્વરીય કાર્યો એક પળ માટે પણ અટકતાં નથી પૂ. ગાંધીજી જેવા ગાંધીજી ગુજરી ગયા તો સૂરજનો ઉદયાસ્ત અટક્યો નથી. પાણીનાં વહેણ વિરમ્યાં નથી.–પૃથ્વીની પરિક્રમા અટકી નથી! આ છે પ્રભુના એટલે કે સર્વજ્ઞ અને સર્વશકિત પરમાત્માનો નિષ્કામ કર્મયોગ! આ છે પ્રભુનું પોતાનું મહાયજ્ઞીય જીવન! પોતાને માટે કશું નથી કરતો, છતાં સૃષ્ટિને માટે ચોવીસે કલાક વર્તે છે! પ્રભુ જો રજા લે તો પ્રલય જ થાય! અને પ્રભુ કરે છે માટે પ્રભુનાં બાળકો–માનવોએ પણ નિઃસ્વાર્થભાવે, પોતાને ફાળે આવતાં કર્મો યથાશકિત ભકિતપૂર્વક કરવાં રહ્યાં!

આમ જો જ્ઞાનીએ અને અજ્ઞાનીએ કર્મ કરવાનાં જ હોય તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં ફેર શો? ભગવાન કહે છે કે બન્નેની જીવનદૃષ્ટિમાં મોટો ફેર છે. અને દૃષ્ટિ જ તો અગત્યની છે. માતા અને પત્ની બન્ને સ્ત્રી જ છે, પણ માતા પૂજ્ય લાગે છે–પત્ની ભોગ્ય લાગે છે–ફેર દૃષ્ટિનો જ

છે ને? જ્ઞાની કામ કરતો છતાં તેના ફળથી લેપાતો નથી. અજ્ઞાની લેપાય છે. આથી બહુ મોટો ફેર છે. એ દૃષ્ટિફેરમાં તો જન્મમરણ અને તેની વચ્ચે આવતી અનેક ઉપાધિઓની રમત છે. આથી જ્ઞાની જીવે જાતે કર્મ કરવાં અને તે અજ્ઞાનીનાં જેટલી જ તન્મયતાથી–પણ અનાસક્તિભાવે કરવાં. ઉપરાંત પોતે કર્મમાં આસક્ત જીવની બુદ્ધિમાં તડ ન પાડવી! કારણકે પોતાની શક્તિ તે સામાની નથી! પોતાનું જોઇને સામો જો પોતાનું અનુકરણ કરવા માંડે તો લાંબાની સાથે ટૂંકો જાય, મરે નહીં પણ માંદો થાય–ની વલે થશે. હનુમાન હોય તેણે પોતાના જેવી ફાળ લેવા બીજાને ન કહેવું ઘટે! હનુમાન જેવી રામતાકાત સૌની હોતી નથી. આથી સૌને પોતપોતાની રીતે કર્મમાં જોડી રાખવા અને ધીરે ધીરે તેમની આંતર-યોગ્યતા વધે તેમ તેમ ઊંચી પાયરી પર લઈ જવા. જ્ઞાનીમાં અહંકાર નથી હોતો. આથી તેને કરેલાંનું કશું ભોગવવું પડતું નથી. અજ્ઞાનીમાં અહંકાર હોય છે. આથી રાગદ્વેષ હોય છે. અને પરિણામે તેને ભોગવવું જ પડે છે. આટલો આંતર તફાવત છે. અને જેને સાચું જ્ઞાન મેળવવું છે તેને માટે અર્જુન! હું તને ઉપાય કહું. મારામાં સર્વ કર્મનાં સમર્પણ કરી નિરહંકારી અને નિર્મમ થઇને કર્મ કરતો જા! જે કોઈ મારામાં પોતાના અહંભાવને સોંપી દઇને મારું નિમિત્ત બનીને જ વર્તશે તેને કર્મનાં બંધન નહીં નડે!

આ, ભગવાનને આધારે અને સંપૂર્ણ ન્યોછાવરીપૂર્વક વર્તવાની જે કળા તે એક મહાશોધ છે. એનાથી જીવનો ભાર દૂર થાય છે! એ પૂર્ણજ્ઞાની થાય છે. અને કરતો છતાં ન કરતો જ રહે છે! અને છેવટે જન્મમરણના બંધનમાંથી મુક્તિ મેળવે છે. અને આથી નિષ્કર્મા જ્ઞાની કરતાં નિષ્કામભાવે કર્મયોગમાં મશગૂલ રહેનાર આત્મજ્ઞાની સો દરજ્જે સારો છે. તું કર્મયોગી થા.

નિષ્કામભાવે જીવવાની રીત તો ખૂબ સરળ લાગે છે, પણ જીવવા જઇએ એટલે સ્વાર્થની જીવ ઉપર કેટલી પકડ છે તે સમજાય છે. આવું જીવાતું નથી તેમાં આડે આવનાર કઈ વસ્તુ છે? પાપમાં ધકેલનાર કયું પ્રવર્તક બળ છે? પાપ એટલે કેવળ સ્વાર્થી જીવન! તો ભગવાન તેનો જવાબ આપે છે કે 'કામ' જ પાપમાત્રનો પ્રવર્તક છે. એ કામ–રાગ જ માનવનું જીવનદર્શન છાવરી લે છે. જ્ઞાનનું એ મોટું આવરણ છે. એ કામ અગ્નિના જેવો સદા અતૃપ્ત જ છે! ઈંદ્રિયો મન અને મતિમાં થાણાં જમાવીને પડયા છે. ઊંચા માર્ગે જવા ઈચ્છનારનો એ અવ્વલ નંબરનો શત્રુ છે! અર્જુન! તું એ કામ–પાપી જીવનના પ્રવર્તક કામને જેર કર

આત્મજ્ઞાને એ કામ પરાસ્ત થાય છે. તો આત્માને સમજી, પાપપ્રેરક કામને જમીનદોસ્ત કરી, નિષ્કામ કર્મયોગ કર. નિષ્કામ કર્મયોગ જ તારક છે.

આપણાં સિવાયનાં બધાંય તત્ત્વો પરાર્થે જીવે છે. આથી દુનિયાની આ સભ્યતમ સભામા માનવે પણ પરાર્થે જીવતાં શીખવું ઘટે. હસોની સભામાં બગલાવેડા કરે છે માનવ. દુનિયાનાં બીજાં તમામ તત્ત્વો આપણી સેવામાં હાજર છે. સેવા લેવા શીખેલા અને ટેવાયેલા આપણે, સેવા દેતાં શીખીએ. અને એ ખાનદાની, સૌમાં આપણો જ આત્મા વસેલો છે એ સમજ્યા વિના નહીં આવે! પોતાનાં સિવાયનાં બાકીનાં પદાર્થો જેવો, માનવ, પરસેવી થાય એ મહાધ્વનિ છે. સોના જેવા–શેરડી જેવા–ચંદન જેવા–ધૂપસળી જેવા માનવ થાય તો?

॥ इति कर्मयोगः ॥ ३ ॥



# ૪

## જ્ઞાનકર્મસંન્યાસયોગ

ત્રીજા અધ્યાયમાં ભગવાને આપણને કર્મયોગ એટલે શું તે સમજાવ્યું. આ કર્મયોગ ભગવાનને કંઈ રણભૂમિમાં એકાએક સૂઝયો નથી! કર્મયોગ તો સૃષ્ટિનું રહસ્ય છે. પરાર્થે વર્તવું એ પ્રકૃતિ અને એનાં તમામ તત્ત્વોનું વ્રત છે. યજ્ઞીય જીવન કહો કે કર્મયોગ કહો–સૃષ્ટિનો તેના વિના છૂટકો જ નથી. સૃષ્ટિજીવનના પાયામાં એ વાત છે. આથી ચોથા અધ્યાયની શરુઆતમાં ભગવાન એક આપણને કે કોઈને પણ સાહસિક લાગે તેવું વિધાન કહે છે. ભગવાન કહે છે કે આ અવ્યય કર્મયોગ મેં સૌથી પહેલાં સૂર્યને કહ્યો હતો. સૂર્યે મહારાજા મનુને કહ્યો હતો. મનુ રાજાએ ઈક્ષ્વાકુને કહ્યો. એમ આ કર્મયોગ તો પરંપરાએ ચાલ્યો આવતો હતો. પણ કાળના પરાક્રમે આ કર્મયોગની પરંપરા તૂટી! એ પરંપરાનો પુનરુદ્ધાર અર્જુન! તને નિમિત્ત કરીને મેં કર્યો છે! જેમ ન્યૂટન પહેલાં પણ ગુરુત્વાકર્ષણનો નિયમ તો વર્તતો જ હતો; પણ ન્યૂટને તે નિયમનું દર્શન કર્યું અને જગતને કરાવ્યું. તેમ કર્મયોગ તો સૃષ્ટિનું રહસ્ય હોઈને સૃષ્ટિ જેટલો જ જૂનો હતો! પણ કૃષ્ણાવતાર પરમાત્માએ એનું દર્શન જગતને કરાવ્યું! જીવનનું ઉત્તમ રહસ્ય તો પોતાના પ્રિયતમને જ કહેવાય! અર્જુન ભગવાનનો સખો હતો. આથી પરમપ્રીતિનું પાત્ર હતો. ભગવાને એ પરમપ્રેમથી પ્રેરાઈને આ રહસ્ય અર્જુન આગળ ખોલ્યું.

પણ ભગવાનની વાત વાંસપૂર પાણીમાં ધૂળ ઉડાડવા જેવી અર્જુનને લાગી! પ્રભુનો વિનોદી સ્વભાવ અર્જુન જાણતો હતો. અને આથી વિષાદ હતો છતાં માનો સ્મિત કરી અર્જુને કહ્યું–ભગવન્! કંઈ માની શકાય એવી વાત કરો તો માન્યામાં આવે. મારી અને તમારી ઉંમર તો સરખી છે. ક્યાં આપની ઉમ્મર અને ક્યાં સૂર્યની ઉમ્મર! આપ કેવી રીતે સૂર્યને કર્મયોગનો ઉપદેશ આપી શકો? કરોડો વર્ષની આયુ સૂર્યની, તે પ્રાચીન. અને આપની આયુ એક સદીની અને આપ અર્વાચીન! તો કેમ માનવું કે આપે સૂર્યને કર્મયોગ સમજાવ્યો હતો! અને ભગવાન પણ માનો અર્જુનની શંકાએ મૂછમાં હસ્યા! મહાન ગુરૂઓની એ કળા હોય છે, કે શિષ્ય પાસે જ પ્રશ્ન કરાવી જીવનનાં ગૂઢ રહસ્યો સમજાવવાની પૂર્વ તૈયારી તેઓ કરે છે. અર્જુનને એવો વહેમ હતો કે એ જેની સમક્ષ ઉભો છે તે

કેવળ માનવદેહધારી કોઈ પોતાના જેવો જીવ જ છે! એનો આ ભ્રમ દૂર કરવા અને તે દ્વારા હિંદુઓની એક મહાનમાં મહાન શોધને રજૂ કરવા ભગવાને આ રીતે તૈયારી કરી છે. અર્જુનની શંકાનો ટપ પ્રત્યુત્તર વાળતા ભગવાન અનેક ભવ્ય અને ગૂઢ રહસ્યોનો સ્ફોટ કરે છે.

ભગવાન કહે છે—અર્જુન! તારા અને મારા અનેક જન્મો વીતી ગયા છે. તે બધાંને તું જાણતો નથી પણ હું જાણું છું. અર્થાત્ અર્જુન! જીવ અને પરમાત્માનો ભેદ તને ખબર નથી. જીવ અલ્પજ્ઞ છે, અલ્પશક્તિ છે; પરમાત્મા સર્વજ્ઞ છે, સર્વશક્તિ છે. અલ્પજ્ઞ હોઇને જીવાત્મા પોતાના ત્રણે કાળને પૂરો જાણતો નથી. પરમાત્મા ત્રિકાળજ્ઞ છે, કેમકે તે સર્વજ્ઞ છે. ઉપરાંત જીવાત્મા કર્મવશાત્ જન્મે છે. પરમાત્મા કોઈ કર્મફળ ભોગવવા શરીર ધારણ કરતા નથી. આથી જીવનો જન્મ પરાધીન છે; પરમાત્માનું પ્રાકટ્ય સ્વાધીન છે. જીવાત્મા પરતંત્ર છે, ઉપાધિગ્રસ્ત છે. પરમાત્મા સ્વતંત્ર છે, ઉપાધિ રહિત છે. આથી જીવનો જન્મ કહેવાય. ભગવાનનો આવિર્ભાવ કે અવતાર ગણાય દેહાદિના બંધનને લઇને જીવાત્માની શક્તિઓ રુંધાય છે. પરમાત્મા સ્વેચ્છાએ શરીર ધારણ કરતા હોઇને તેમની શક્તિઓ રુંધાતી નથી આમ જીવ અને ઈશ્વરના જન્મ અને અવતારમાં ઘણો ભેદ છે. ઉપરાંત અવતાર શબ્દમાં જ એનું રહસ્ય છુપાયું છે અવ એટલે નીચે, તૄ એટલે તરવું. અર્થાત્ ઉપરનું તત્ત્વ નીચે આવી ડૂબી નહીં જાય, પણ તરતું રહે અને ડૂબતાને પણ તારે, તે અવતાર. પરમાત્મા ઉપરનું તત્ત્વ છે. એ સંસારમાં પોતાની અકળ શક્તિથી ઉતરે છે. સંસારમાં જાતે ડૂબી જતા નથી, પણ ઉપર ને ઉપર તરતા રહે છે, અને પોતાનાં પ્રાકટ્યે ડૂબતાં જીવોને પણ તરતાં શીખવતા રહે છે. આનું જ નામ અવતારવાદ છે.

આવો અવતાર ભગવાન કયાં પ્રયોજન સાધવાને લે છે? તો ધર્મની કાંતિ ઝાંખી પડે, અધર્મનું જોર વધે ત્યારે ભગવાન પ્રકટે છે. ધર્મ એટલે સૌને સારી રીતે જીવવા દેવાની વ્યવસ્થા. જ્યારે જગતના સૌ પ્રાણીઓ પરસ્પરને આડે આવ્યા વિના સહઅસ્તિત્વ અને સહકારના પાયા ઉપર જીવે ત્યારે ધર્મ પળાતો કહેવાય. જ્યારે જીવવામાં રોધ કરે એવા પરિબળો ઉભરાય ત્યારે અધર્મ ઉભરાતો ગણાય! ભગવાનની સૃષ્ટિ અને જીવન હોઇને, ભગવાનને જીવનનો રોધ પસંદ નથી. આથી જ્યારે જ્યારે જગતજીવન અકળાય-રુંધાય-બરાબર ન વહે ત્યારે ભગવાન કોઈકના કોઈક ઉપાયે જગતજીવનને સ્વસ્થ કરે છે. આજની પરિભાષામાં એને ક્રાંતિ કહેવાય.

અને આવા અવતારનું પ્રયોજન શું? તો સાધુ-સાચાં પરિબળોનું રક્ષણ, જૂઠા-અધમ પરિબળોનો નાશ અને ધર્મ એટલે કે સાચાં મૂલ્યો (Right Values) નું પ્રસ્થાપન-આ ત્રણ પ્રયોજન અવતાર દ્વારા-ક્રાંતિ દ્વારા ભગવાન સર્જે છે. અને ભગવાનની આ યોજના જાણનાર સદા ધર્મમાં જ રચ્યોપચ્યો રહેશે. કોઈપણ સંજોગોમાં એ સત્ય-અહિંસા વગેરે કાયદાઓનું ઉલ્લંઘન નહીં કરે! પ્રાણપણે પણ એ સાચનું રક્ષણ કરશે. અને સચવાયેલું સત્ય તેવાનું રક્ષણ કરે છે. આથી અવતારવાદ આપણને સાચા ધાર્મિક જીવનમાં દૃઢ થવાનું આવાહન આપે છે. ભગવાનને વારંવાર જન્મવાને ત્રાસ આપવાનું કહેતો નથી. અવતારવાદનું ગુહ્ય રહસ્ય એ છે કે જે વિષમતામાં પણ ધર્મને વળગશે તેનું ભગવાન રક્ષણ કરશે અને તે અંતે ભગવાનમય થશે. આથી અવતારવાદ ઈશ્વરીય નિયમને સમજાવનારો અને પરમ આશ્વાસન અને બળ આપનારો સત્યવાદ છે.

'પરમાત્માની ઉદ્ધારક શક્તિનો અનુભવ કરવો હોય તે પોતાના ધર્મમાં-કર્તવ્યમાં દૃઢ રહે. કર્મ દ્વારા પરમાત્માને પૂજે. પ્રભુનો તે દ્વારા, અનુગ્રહ મેળવે. પ્રભુનો અનુગ્રહ એટલે કે કર્મફળમાં અનાસક્તિ. જેમ પરમાત્મા વિષમ કર્મો કરતો છતાં તે તે કર્મનાં ફળનો તેને લેપ લાગતો નથી; તેમ જે જીવને પોતાનું પરમાત્મસ્વરૂપ સમજાયું છે તે પણ લેપાતો નથી. માટે આત્માને મૂળમાં કોઈ કર્તૃત્વ કે ભોકતૃત્વ નથી એ સમજી સ્વકર્મમાં દૃઢ રહે.

મોક્ષ ઈચ્છનારે વૈજ્ઞાનિક રીતે કર્મ કરવાં રહ્યાં. કર્મ-વિકર્મ અને અકર્મનું રહસ્ય જાણવું રહ્યું. કેમકે કર્મની ગતિ ગહન છે. સિવાય કે સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્મા. કર્મની ગહન ગતિને જાણવાનું કોઈનું સામર્થ્ય નથી. પ્રત્યેક જીવનનું પ્રત્યેક કર્મ, કર્મ છે, કે અકર્મ કે વિકર્મ છે તે સિવાય કે પ્રભુ કોણ નક્કી કરી શકે? આપણે જીવો સામાન્યપણે કર્મ અને કર્મફળ વિષે યથાભાન કહી શકીએ, પણ વિશેષપણે કશું ભાખવાનું આપણું સામર્થ્ય નથી! દેખાતું કર્મ વિકર્મ પણ હોય, અકર્મ પણ હોય! કર્મ એટલે શાસ્ત્રે અને લોકે જીવન માટે નક્કી કરી; આપેલાં નિયમ ધર્મો, વિકર્મ એટલે લોક અને શાસ્ત્રથી વિરુદ્ધ કર્મો. અકર્મ શબ્દ પારિભાષિક છે. કર્મ કરવા છતાં કર્તૃત્વનું અભિમાન ન હોઈને, ફળની આશા ન રહેતી હોઈને જે કરાય તે અકર્મ! માનવનો આશય કર્મની કોટિ નક્કી કરી દે છે. અને એના આશયને પૂરે તો

પ્રભુ જ જાણે! અને આથી કર્મનું જ્ઞાનવિજ્ઞાન ગહન થઇ પડે છે. પ્રત્યેક જીવ કર્મ કરવાની કળા શીખી પોતાના કર્મને અકર્મમાં ફેરવી શકે! કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મનું દર્શન શ્રેષ્ઠ દર્શન છે. કર્મમાં અકર્મ એટલે કે પોતાની દૃષ્ટિએ તેમાંથી કર્તૃત્વભોક્તૃત્વના ખ્યાલને બાદ કરવો તે. આમ કરનાર અનાસકતભાવે કરતો હોઈને, કર્મ કરતો છતાં, તેનું તે કર્મ અકર્મ થઈને ઉભે છે, અને લોકદષ્ટિએ કર્મ થતું લાગે છે. આથી તેનું તે કર્મ અકર્મ છતાં કર્મ ગણાય.

કર્મફળનો ત્યાગ, નિત્યતૃપ્તિ, કોઇના ઉપર પણ આધાર ન રાખવાની ટેવ, આત્મજ્ઞાન–આટલું હોય તો કર્મમાં ચોવીસે કલાક તત્પર રહેવા છતાં તેને કર્મોનો લેપ નહીં લાગે. એવો માનવ, મળેલામાં સંતોષી હોય; મેળવવા યોગ્ય માટે સદા ઉદ્યોગી હોય, સુખદુઃખાદિ દ્વંદ્વોથી ન હેબતાય, મનમાં મત્સર ન રાખે. સિદ્ધિ અને અસિદ્ધિમાં તટસ્થ રહે. આમ જેને આસક્તિ નથી, જે ઇચ્છાથી મુક્ત છે, આથી સમજમાં સ્થિર છે, તે યજ્ઞાર્થે કર્મ કરતો હોઈને, તેનાં કર્મો તેને ભાવિમાં જન્મમરણ વગેરે આપતાં નથી.

આમ કર્મયોગીના બધાં કર્મો યજ્ઞભાવથી, નિસ્વાર્થભાવથી થતાં હોઈને, તેનું સમગ્ર જીવન પ્રભુપરાયણ જ થાય છે. તે પ્રભુનો સમાનધર્મા થાય છે. યજ્ઞીયજીવનનો પ્રસાદ છે, પવિત્રતા. અને પવિત્રતા પ્રભુની પ્રેયસી છે. જે પૂરો પવિત્ર તે પ્રભુનો ફિરસ્તો થાય છે. યજ્ઞમય જીવન પ્રભુપ્રિય પવિત્રતાના સંચયનો સતત પ્રયોગ છે.

જેમ જેમ માનવ યજ્ઞીય જીવન જીવતો જાય છે તેમ તેમ તેનું જીવન શુદ્ધિની એક સળંગ કથા બનતું જાય છે. આ શુદ્ધિ જેમ જેમ વધે છે તેમ તેમ તેની આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતા વધે છે. આ આત્મજ્ઞાન મેળવવા માટે ત્રણ ઉપાયો છે. પરિપ્રશ્ન, પ્રણિપાત અને સેવા. સૌથી પહેલો પ્રણિપાત એટલે કે જ્ઞાનીનું ગુરુ કને વિનયનમ્ર પ્રણામ. ગુરુને પ્રસન્ન કરવા માટે પ્રણામ કરતાં બીજો કોઈ સહેલો ઉપાય ભાગ્યે જ હશે. પ્રસન્ન ગુરૂની સમક્ષ જીવનની મૂંઝવણો નિવેદિત કરવી એટલે પરિપ્રશ્ન અને જ્ઞાનદાતાગુરૂની તન મન વચન ધન સાધનથી શક્ય સેવા કરવી એટલે સેવા. આ ત્રણ દ્વારા ગુરુગતજ્ઞાન આપણને મળે.

ગુરુની અનુકંપાથી જ્યારે આત્મજ્ઞાન સાંપડે ત્યારે એ દર્શન જીવનમાં શું પ્રકટાવે છે? તો તત્ત્વજ્ઞાની ગુરૂ કને મેળવેલું જ્ઞાન. જીવનમાં મોહને

મારે છે મોહ જ તો માનવનો મહાશત્રુ છે મોહ કહો, અજ્ઞાન કહો, વાત એકની એક છે ઉપનત જ્ઞાન દ્વારા એક મહાન દૃષ્ટિપરિવર્તન થાય છે પોતાનો આત્મા જ સૌમા વર્તી રહ્યો છે અને આથી પોતે જ સૌ રૂપે છે, એવુ દૃઢમાન તેવાને થાય છે અને આથી પોતાની સાથે પોતે જે રીતે વર્તે છે, તે રીતે તે સૌની સાથે વર્તવાનુ શીખે છે! પ્રાણીમાત્રની આત્મદૃષ્ટિએ મૂલવણી કરી વર્તવુ, એ સૌથી શ્રેષ્ઠ જીવનકળા છે આવુ જ્ઞાન તારક થાય છે પાપની વૈતરણી તરવા માટે જ્ઞાન—આત્મજ્ઞાન સિવાય કોઇ તરણી નથી જ્ઞાનીના પાપ, અગ્નિમા સૂકા લાકડાની પેરે ભડકે બળી જાય છે! આથી જ્ઞાન સમુ કોઈ કવચ નથી જ્ઞાનનુ કવચ પહેરીને જે જીવનસગ્રામ ખેડે તે કદી ઘાયલ થતો નથી, હારતો નથી, જીતે છે, વિજયી થાય છે આત્મજ્ઞાનની ઉપકારકતા અવર્ણનીય જ રહે છે

આવુ સ્વરૂપજ્ઞાન મેળવવા ત્રણ વાના જોઇએ શ્રદ્ધા, જ્ઞાન માટે તત્પરતા અને ઇદ્રિયો ઉપર પૂરો કાબૂ આ ત્રણે જેની કને હશે તેનો બેડો પાર થશે આ ત્રણ સપત્તિ દ્વારા જે જ્ઞાન મળશે, તે પોતાની સાથે અનન્ત શાતિની ભેટ પણ લાવશે જ્યા જ્યા સાચુ જ્ઞાન સ્થિરપણે પ્રકાશતુ હશે ત્યા ત્યા પ્રગાઢ અને જીવતી શાતિ—અનુગામિની તરીકે—કાયાની પાછળ છાયાની પેરે—આવશે અજ્ઞાની અશ્રદ્ધાળુ અને સશયદ્રષ્ટિ માનવ ખોવાઈ જાય છે તેનો આ લોક કે પરલોક સિદ્ધ થતો નથી તેને કોઈ સુખ મળતુ નથી

આથી હે અર્જુન! પ્રભુયોગ દ્વારા કર્મના ફળનો સન્યાસ કર જ્ઞાન દ્વારા સમસ્ત સશયોને દૂર કર સાધના અને પ્રભુકૃપા દ્વારા આત્માવાળો થા જો આવો થશે તો તને કર્મના બધન નહીં નડે અને આથી અજ્ઞાનમાથી જન્મતા અને પછી હૈયામા શૂળની માફક ખૂચતા સશયને જ્ઞાનની તલવારે છેદી નાખ યોગી—કર્મયોગી થા ઊઠ અને જે સદેશ અર્જુન માટે છે તે જ આપણે સૌ માટે છે આ ઠેકાણે પ્રભુકૃપાએ ચોથો અધ્યાય પૂરો થાય છે

॥ इति ज्ञानकर्मसन्यासयोग. ॥ ४ ॥

ॐ

# ૫

# કર્મસંન્યાસ યોગ

ચોથા અધ્યાયના અંતમાં સંશયનો ત્યાગ કરીને, યોગનું આચરણ કરવા પ્રભુએ ઉપદેશ આપ્યો. અર્જુન મૂંઝાઈ ગયો. એક બાજુ જાણે ભગવાન કર્મસંન્યાસ ઉપર ભાર દેતા દેખાય છે. બીજી બાજુ કર્મયોગ ઉપર વજન દેતા માલૂમ પડે છે. કર્મસંન્યાસ એટલે આત્મજ્ઞાન થયા બાદ બધી પ્રવૃત્તિઓનો ત્યાગ. કર્મયોગ એટલે આત્મજ્ઞાન થયા બાદ પણ અનાસક્તભાવે પોતાનાં કર્મોમાં એકધારી નિઃસ્વાર્થભાવે પ્રવૃત્તિ! તો કર્મસંન્યાસ અને કર્મયોગ–એ બે પૈકી શ્રેયસ્કર કોણ છે? બેમાંથી કલ્યાણકારી માર્ગ કયો છે એ જાણવા મળે તો અર્જુન આચરવાના નિર્ણય પર આવે ને?

અર્જુનનો ભ્રમ જાણી ભગવાનને માનો દયા આવી. કેમકે જીવનમાં માર્ગની વધારે મહત્તા નથી, ચાલવાની મહત્તા છે. માનવ મોટે ભાગે ચાલવાને બદલે વાત કરવાનું જ પસંદ કરે છે. જે કેવળ વાત જ કરે, તે જ્યાં હોય ત્યાં જ, વાતને અંતે, રહે છે. જે ચાલવા માંડે છે તે સાંજ સુધીમાં મુકામે પહોંચે છે. ગમે તેટલી શક્તિવાળો ગરુડ જો ઉડે જ નહીં, તો બેઠો હોય ત્યાં જ રહે. કીડી જો રસ્તે પડે તો દૂર દૂર જઈ શકે છે. ચર્ચાવીરોની ખોટ ક્યાં છે? પ્રયાસવીરોનો જ દુકાળ છે. માર્ગ નક્કી કરવામાં જ મોટા ભાગનાં માનવોની જિંદગી વીતી જાય છે! આથી ભગવાન સીધી વાત કહે છે કે— અર્જુન! સંન્યાસ અને યોગ (કર્મસંન્યાસ અને કર્મયોગ) બન્ને કલ્યાણકારી છે. બંનેમાં આત્મજ્ઞાન અનિવાર્ય છે. અને આત્મજ્ઞાન જ તો કૃતાર્થતા આપે છે. આથી બેમાંથી ગમે તે એકમાં પણ નિષ્ઠા હોવી અગત્યની છે. પણ બેમાં તું આગ્રહ રાખે છે તો જાણી લે કે કર્મયોગ ચઢીઆતો છે. કેમકે કર્મયોગમાં કુદરત સાથે સુમેળ છે, કુમેળ નથી. સંન્યાસ તો જ્યાં કર્મ પરવશપણે પણ કરવાં જ પડે છે ત્યાં દુરાગ્રહે તેમને છોડવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. કેમકે સંપૂર્ણપણે કર્મનો ત્યાગ, દેહ હોય ત્યાં સુધી શક્ય જ નથી. સંન્યાસી પૂરો કર્મત્યાગી નથી, કેમકે દેહયાત્રાનાં કર્મો તો તેણે કરવાં જ પડે, કેમકે તે જીવે છે. કર્મયોગી આ સમજીને જ કર્મ કરતો રહે છે; પણ તેમાં વળગણ રાખતો નથી. આથી તેનું કરેલું પણ ન કર્યા બરાબર થઈને રહે છે. અને કુદરત સાથે

તે તકરાર કરતો અટકી જાય છે. આથી કુદરત પણ તેને અનુકૂળ થાય છે. માટે કર્મયોગ સૃષ્ટિના અફર કાયદાઓ સાથે મેળ જમાવીને, પોતાનો રસ્તો કાઢે છે.

અને અર્જુન! સંન્યાસી કોણ? ભગવાં પહેરે તેથી સંન્યાસી થવાતું નથી. અને માનવામાં કેટલાંક શ્વવૃત્તિવાળાં તો કેટલાંક સિંહવૃત્તિવાળાં હોય છે. શ્વ એટલે કૂતરું. કૂતરાંને જો પત્થર મારવામાં આવે તો તે પથ્થર સામે તકરાર કરવા જાય છે. સિંહને જો પથ્થર મારો, તો તે પત્થર તરફ ન જોતાં મારનાર તરફ જ તરાપ મારે છે. કર્મ છોડવાથી સંન્યાસ સિદ્ધ થતો નથી! કર્મ તો પથરો માત્ર છે. એને તાકનાર કોણ છે તે જોવું જોઈએ. રાગ અને દ્વેષ જ કર્મનો માર મારે છે. તો રાગદ્વેષનો ત્યાગ કરવો જોઈએ. આપણામાં રહેલો નૃસિંહ રાગદ્વેષ ઉપર હલ્લો કરનારો હોવો ઘટે. બીચારાં કર્મ એકલાં હોય, રાગદ્વેષથી ન પ્રેરાતાં હોય તો નમાલાં છે. આપણું કશું જ બગાડી શકતાં નથી! ફોતરાં વિનાનાં ચોખા ગમે તેટલા વાવો પણ નહીં ઊગે. કર્મ એકલાં હોય તો ન ઊગે. ફોતરાવાળાં હોય તે ચોખા ઊગે. રાગદ્વેષ હોય તો કર્મ ફાલેફૂલે. માટે જે રાગદ્વેષાદિ દોષોનો ત્યાગ કરે તે સંન્યાસી છે. આથી સંન્યાસ અને કર્મયોગ છેવટે એક જ છે. ગમે તે એક ઉપર પણ દૃઢ નિષ્ઠાથી સવાર થઈ ચલાવામાં કલ્યાણ છે.

ઉપરાંત અર્જુન! કર્મયોગનાં આચરણ વિના સંન્યાસ પ્રાપ્ત કરવો મુશ્કેલ છે. જે કરે જ નહીં તેને પોતાનામાં ત્યાગની શક્તિ છે કે નહીં તે કેવી રીતે સમજાય? સંન્યાસમાં ત્યાગ છે. કોઈ અભાવાત્મક સ્થિતિ નથી. દરિદ્રી હોય તે દાન શાં આપે? દાન તો ધન કમાય તે આપે. અને એનું–ધનિકનું દાન–ત્યાગ સાચો છે કે ખોટો–તે તો તે આપી જુવે ત્યારે જ ખબર પડે. આથી કર્મયોગ વિનાનો સંન્યાસ આળસમાં અને પરિણામે દારિદ્રમાં જીવને ઘસડી જાય તો નવાઈ નહીં. આથી પોતાનાં કર્તવ્યકર્મ કરે. સાથે જ કર્તા કોણ છે, ભોક્તા કોણ છે—એનો તટસ્થભાવે વિચાર કરે તેને ટૂંક સમયમાં અંદરથી સમજ પડી જશે કે પોતે કર્તા કે ભોક્તા નથી! પોતે નિમિત્તમાત્ર છે. અને આથી કુલીન ઘરની વહુ જેમ જાતે બધું કરે પણ જશ સાસુને અર્પે—પોતાની અંદરથી બાદબાકી કરી દે તેમ યોગી પોતાને ફાળે આવેલાં કર્મ કરશે ને ફળ જગતને ચરણે ધરી દેશે. આમ કરતાં તેનું પ્રત્યેક કર્મ વિશ્વાત્માની પૂજા થશે. પરિણામે તે જીવતા જાગતા ભગવાનને પામશે. પૂ. રાષ્ટ્રપિતા ગાંધીજીનું જીવન આ સિદ્ધિનું સાક્ષી છે.

તો કર્મયોગી પાસે એવી શી કળા છે? કઈ રીતે એ વર્તે છે જેથી કર્મ કરવાં છતાં તેને કર્મનો લેપ લાગતો નથી! તો ભગવાન કહે છે કે એની પાસે કમળકલા છે. કમળ કાદવમાં ઊગે, પાણીમાં રહે, પણ કાદવની કાળાશ કે ચીકાશ એના હૃદયમાં–પદ્મપત્રમાં ક્યારે હોતી નથી. પાણી તેને ભીંજવી શકતું નથી અને છતાં પાણીનું કોઈ ટીપું એના હૃદયે ચડે જ તો તે મોતીની શોભા ધારણ કરે છે. અને કાદવની કાળાશ કે ચીકાશથી ન લેપાતાં, સરોવરનું સમસ્ત સૌંદર્ય કમળ પોતાનામાં વ્યક્ત કરે છે. યોગી સંસારમાં જ ઊગે છે. સંસારના પાણીમાં જ જીવે છે, પણ તેની કાળાશ કે ચીકાશથી એ લેપાતો નથી, સંસારનાં પાણીથી ભીંજાતો નથી. કદાચ કોઈ સંસારનું ટીપું એનાં પર પડે તો પણ, તે ટીપાંની મોતી જેવી કિંમત અને શોભા થઈ જાય! આવી નિર્મળ જીવનકળા લાધે, જો માનવ યોગમય થાય–બુદ્ધિએ નિર્મળ થાય–શરીર અને મન ઉપર દૃઢ કાબૂ મેળવે–ઇન્દ્રિયોને સ્વાધીન રાખે તો. આથી પોતાનાં સમસ્ત કર્મો બ્રહ્માર્પણ બુદ્ધિથી સંગ છોડીને કરવાં ઘટે. તો શુદ્ધિની સિદ્ધિ મળતાં નિર્લેપ થવાય.

ઉપલી જીવનકળા સિદ્ધ કરવા માટે તન મન વચન મતિ ઇંદ્રિયો વગેરે દ્વારા, એક જ ધ્યેયથી કર્મ કરવું ઘટે. તે ધ્યેય તે આત્મશુદ્ધિ. તન મન મતિ હૃદયની શુદ્ધિ જેટલી વૈજ્ઞાનિક સત્કર્મથી થાય છે તેટલી બીજી કશાથી થતી નથી. કર્મ એ બધાંય મેલોને સાફ કરનારો દિવ્ય સાબૂ છે. અને આથી સંગ ત્યજીને આત્મશુદ્ધિની એકમાત્ર ઝંખનાથી માનવે કર્મ કરવું જોઈએ. કર્મ વેઠ નથી, વિનોદ છે. એ ત્રાસ નથી, આનંદ છે. કર્મ કરવાથી જે આનન્દ મળે છે તે આળસુ બેસી રહેવાથી ક્યાંથી મળે? અને આથી ચોકખા થવાની દાનતે સ્વકર્મ કરવાં જોઈએ. ઉપરાંત કર્મમાં નાનામોટાપણું નથી. બ્રાહ્મણનું કર્મ વખાણવા જેવું નથી. મોચીનું વખોડવા જેવું નથી. એ કર્મ જો પ્રભુપૂજાના અર્થમાં થતું હોય તો આત્મશુદ્ધિ લાવ્યા વિના ન રહે! આથી પ્રધાનનાં કર્મો મોટાં અને પટાવાળાનાં નાનાં–એવી એંઠી સમજણ ન હોવી ઘટે. ઘરમાંનો ભારટ કે બારણામાંનું નાનું સ્ક્રૂ–બંને પોતપોતાની જગ્યાએ અગત્યનાં અને શોભા દેનારાં છે. આથી કોઈનાં કર્મ આપણને અદેખાઈ કે સ્પર્ધા કે હરીફાઈ જગાડનારાં–આપણને અસ્વસ્થ કરનારાં ન હોવાં ઘટે. કર્મનો સિદ્ધાંત એ કહે છે કે વેદપાઠી બ્રાહ્મણનાં ગણાતાં ઊંચા કર્મો પણ જો પ્રભુની સેવામાં ન હોય તો તે જન્મમરણ લાવનારાં જ નીવડશે. ચમારનાં ચામડાં ચૂંથવાનાં નીચાં ગણાતાં કર્મ પણ, જો પ્રભુને રીઝવવાને નિમિત્તે હશે તો આત્મશુદ્ધિ આપનારા થશે. આથી કર્મ આત્મશુદ્ધિ માટે જ છે; એટલું સૌને યાદ રહે.

જેને કર્મયોગના આચરણ દ્વારા આત્મશુદ્ધિ સાંપડશે તેને મોટામાં મોટો ફાયદો એ થાય છે કે તેનું અજ્ઞાન ઓસરી જાય છે. "હું કરું છું, હું ભોગવું છું"–એવો જે ભ્રમ છે, ભ્રમ આત્મશુદ્ધિ દ્વારા ઊડી જાય છે. પોતે કરતો કે કરાવતો નથી, પણ પ્રકૃતિ કે માયા જ કર્તા–કારયિતા–કર્મ–કર્મફળરૂપે વર્તીને પોતાને તેની સજા કરતી હતી–તે હવે તેને સમજાઈ જાય છે. આથી તે માયાનો ગુલામ મટી જાય છે! માયાને નાચવા દે છે. અને તે પોતે તેના પ્રેક્ષક તેટલો જ રહે છે. પ્રકૃતિ જ શરીર–ઇન્દ્રિય–કર્મ–કર્મફળરૂપે વર્તીને અશાંતિ આપતી હતી. હવે તેની અશાંતિ દૂર થઈ જાય છે. તેને કદી અદૃશ્ય ન થાય એવી પ્રગાઢ શાંતિ મળે છે. પહેલાં જ્વાળામુખી લાગતો હતો ત્યાં હવે એને હિમાલયનો અનુભવ થાય છે. સૂર્ય ઉપર ગમે તેટલાં વાદળાં આવે, ગમે તેટલું દુર્દિન થાય તો પણ જેમ સૂર્યપ્રભા ઝાંખી પડતી કે મેલી થતી નથી, તેમ તેનું આત્મજ્ઞાન સદૈવ નિર્મલ અને મંગલ કાંતિવાળું જ રહે છે. આ અજ્ઞાન, જીવ અને પરમાત્માની વચ્ચે આવી, જીવને ભોળવી, પરમાત્માથી દૂર લઈ જતું હતું. હવે એ અજ્ઞાન જ મરી જતાં જીવને પ્રભુનો યોગ થાય છે. આથી ચિરશાંતિ અને સુખ જ હવે તેને–આત્મશુદ્ધને મળે છે. હવે તેને જન્મમરણના ચકરાવામાં ભમવાનું કારણ જ રહેતું નથી. આથી તેવાનું બાકીનું જીવન પ્રભુમય જ થઈ જાય છે.

આત્મશુદ્ધિ સ્થિર થતાં માનવને સ્વરૂપનું જ્ઞાન થાય છે. પરમાત્મા જ સૌનું મૂળ સ્વરૂપ છે. પોતાનામાં એને પરમાત્માનો અનુભવ થતો હોઈને બાકીનાં બધામાં પણ એને પરમાત્મા સિવાય બીજું કશું જ દેખાતું નથી, કેમકે છેવટે પરમાત્મા આ જગતથી જુદો નથી. અને આથી એવા બ્રહ્મનિષ્ઠ માનવની નજરમાં સમતા આવી જાય છે. વિદ્યા અને વિનયસંપન્ન બ્રાહ્મણ હોય, કે ગાય હોય કે હાથી, અરે! કૂતરો પણ કેમ ન હોય, તેનામાં તેને સમાનરૂપે વર્તી રહેલા પ્રભુનું જ દર્શન થાય છે. આ દર્શનના પરિણામે તે સૌ સાથે પૂર્ણ યોગ્યતાથી વર્તશે. બ્રાહ્મણને બ્રાહ્મણનું મૂલ્ય દેશે ને કૂતરાને કૂતરાનું; કેમકે તેની દૃષ્ટિ સાચી થઈ છે. આમ કોઈપણ પ્રાણી કે પદાર્થ માટે તેને ઘૃણા કે તિરસ્કાર કે જુગુપ્સા નહીં રહે. સૌમાં રહેલા પરમાત્માને જ જોઈને તે સૌની સાથે વર્તાવ રાખશે. બહારની ઉપાધિની તે યોગ્ય તેટલી જ કિંમત મૂકશે. જેમ પરમાત્મા, તેમ મહાભાગ્યશાળી માનવ પણ, નિર્દોષ અને સમદૃષ્ટિ થશે. જેમાં સૌમાં રહેલો પરમાત્મા સૌમાં રહેવા છતાં પણ તે તે પ્રાણીનાં દોષે અને દૂષિત થતો નથી, અને રાગદ્વેષની વિષમતા ધારતો નથી, તેમ

ॐ

# ૬

# આત્મસંયમયોગ

પાંચમાં અધ્યાયને અંતે પરમાત્માએ જ્ઞાત્વા માં શાંતિમૃચ્છતિ-મને જાણી શાન્તિ પામે છે એવું વિધાન કર્યું. પ્રભુ-પરમાત્મા છે. પણ ઘણો બારીક પદાર્થ છે. દુનિયાના કોઈપણ દૂરબીનથી એનું દર્શન થતું નથી. આંખે એ દેખાતો નથી. હાથે પકડાતો નથી. કાને સંભળાતો નથી છતાં એ છે. તો છે એવા પરમાત્માને જોવા માટે, પકડવા માટે, માણવા માટે સાધન શું? એક જ સાધન છે અને તે છે યોગાભ્યાસ. આથી છઠ્ઠા અધ્યાયમાં પરમાત્મા સ્વયં આપણને યોગનું શિક્ષણ આપવાનો યત્ન કરે છે. તે સૌથી પહેલાં તો એ પ્રશ્ન થાય છે કે યોગી કોણ? સંન્યાસી કોણ? યોગી અને સંન્યાસી વિષે સમાજમાનસમાં કાંઈ ભળતી જ-અદ્ધર જ-પાયા વિનાની જ કલ્પના જોવામાં આવે છે. આપણે "યોગી" શબ્દ સાંભળીએ કે તરત જટા અને દાઢીવાળો, મીંચેલી આંખોવાળો-કોઈ કેફી પદાર્થ જાણે લીધો હોય અને ઘેન ચડયું હોય એવી મુખમુદ્રાવાળો, કોઈપણ ચમત્કાર કરી નાંખવાની શક્તિવાળો અને કાંઈ આપણને ન સમજાય એવી દિવ્યતાવાળો માણસ આપણાં મનમાં ધસી આવે છે. આ કલ્પના બહુ સાચી નથી. યોગી આપણાં જેવો જ હોઈ શકે છે. તેની સમજણ આપણાથી જુદી હોય છે. તેનું જીવનદર્શન નોખું હોય છે.—આથી ભગવાન યોગીસંન્યાસીની જે વ્યાખ્યા આપે છે તે બરાબર સમજી લેવા જેવી છે. ભગવાન કહે છે કે જે કર્મના ફળના ઉપર આધાર ન રાખતાં, કરવા જેવું કર્મ કરવાની રીતે કરતો જાય છે તે યોગી છે. તે સંન્યાસી છે. જેણે બધાં કામકાજ છોડી દીધાં છે, જે નવરો બેસી સંન્યાસના ઓઠા હેઠળ કશું કરતો નથી તે યોગી કે સંન્યાસ-બેમાંથી કશું નથી. જેણે મનનું શેખચલ્લીપણું છોડયું નથી તે કદી યોગી થઈ શકતો નથી. આથી યોગી અંગે આપણી સ્પષ્ટ સમજણ હોવી ઘટે. ભગવાનની વ્યાખ્યા મુજબ-અને એ જ વ્યાખ્યા સાચી છે. આપણે ગૃહસ્થ સંસારી જીવોમાં પણ ઘણાં યોગીઓ હોઇએ જ છીએ. ફક્ત આપણે જાણતા નથી કે આપણે યોગીઓ છીએ! આપણે કર્મફળ ઉપર આધાર ન રાખીએ અને "કરવા જેવું" કરતા રહીએ તો આપણને પણ યોગ સિદ્ધ થયેલો ગણાય. કર્મનું ફળ એટલે મળેલું અને મળનારું બંન્ને.

મળેલામાં આપણું શરીર, આયુષ્ય અને સુખદુઃખનો ભોગ; મળનારું–ભાવિમાં મળનારુ–પછી આ જીવનમાં કે હવે પછીના જીવનમાં આપણે જાણતા હોતા નથી. ચાલુ શરીર–આયુષ્ય–સુખદુઃખને સહતા રહીને ચાલુ જીવનમાં જ જે કાંઈ કર્તવ્ય આપણે ફાળે આવે તે વૈજ્ઞાનિક રીતે કરતા જઈએ. કહી કહીને પ્રભુને સોંપતા જઈએ. આમ પણ તે જ હિસાબનીશ છે. આપણાં કર્મોનો હિસાબ પ્રભુને જ કરવા દઈએ. આપણે તેનાં કારભારમાં માથું ન મારીએ એટલે પત્યું. આમ થશે–કરવા માંડીશું એટલે થશે–એટલે આપણે યોગનાં માર્ગમાં જ પ્રવેશેલા હોઈશું. સૌ પોતપોતાનો ધંધો કે ઈતર કામો પ્રભુને રીઝવવા કરે. યોગ આપમેળે દોડતો આવશે. માટે સૌ મન મૂકીને કર્તવ્ય કર્મ કરી, ફળ પ્રભુ ઉપર છોડી, ચિત્તો ચોકખા થાય. ચિત્તની ચોકખાઈમા યોગ વસે છે. આપણે યોગ ઉપર સુસ્થિર થયા છીએ, તેનાં જાતને સમજાય એવાં ત્રણ લક્ષણો થશે. સૌથી પહેલું લક્ષણ એ હશે કે ઇન્દ્રિયોનાં શબ્દાદિ વિષયોમાં આપણને પ્રીતિ નહીં રહે. બીજું લક્ષણ એ કે કર્મના ફળની ઝંખના ઓગળી જશે. ત્રીજું લક્ષણ એ કે "હું કરું છું", "હું ભોગવીશ" એવા સંકલ્પો શમી જાય છે. પ્રભુનાં કાર્યમાં આપણે સૌ નિમિત્ત માત્ર છીએ એવી હૃદયને જ પ્રતીતિ થશે. આ ત્રણ લક્ષણ ઉપરથી આપણે કેટલા યોગી થયા છીએ તે સમજાશે.

આમ યોગ ઉપર આરૂઢ ક્યારે થવાય તે બતાવી પ્રભુ એક અતિ અગત્યની વાત રજૂ કરે છે. પ્રભુ હવે ચાર વાતો કરે છે. તે ચારે કાળજામાં કોતરી રાખવા જેવી છે. (૧) જાતે જાતનો ઉદ્ધાર કરે. (૨) જાતને હેઠી ન પાડે (૩) જાત જ જાતનો મિત્ર છે. (૪) જાત જ જાતની દુશ્મન છે.

### (૧) જાતે જાતનો ઉદ્ધાર કરે:—

આ સોનેરી સૂત્ર છે. આનાં કરતાં વધારે સોનેરી ઉપદેશ મળવો મુશ્કેલ છે. કોઈના પગે ચલાય નહીં. કોઈનાં ફેફસાંએ શ્વાસ ન લેવાય, તેમ કોઈના આધારે ઊંચે ન જવાય. માનવે જાતે જ ઊંચે જવાનો દૃઢ સંકલ્પ કરવો ઘટે. ઊંચે જવાની ઈચ્છાને સદૈવ ઘૂંટવી ઘટે. છેવટે તો આપણાં દૃઢ અને સત્યસંકલ્પો જ જીતે છે. આથી કોઈ આવીને આપણો ઉદ્ધાર કરશે એ માનવું ભીંત ભૂલવા બરાબર છે. કોઈપણ પ્રકારની ઉન્નતિ હો–માણસે જાતે તેને માટે પ્રયત્ન કરવો. જે જાતે સાચી દિશામાં પ્રયત્ન કરશે તેને બીજા સૌ મદદરૂપ થશે. રામને વાનરો અને રીંછો પણ સહાયરૂપ થયા! જંગલી જનાવરો પણ સહાયરૂપ થયા. જો માનવ જાતે ઊઠવાનો, ઊંચે જવાનો દૃઢતમ સંકલ્પ કરે. "દીવાલો દુર્ગની તૂટે તમારી આત્મશ્રદ્ધા જો"

આ કવિબોલ કેવળ સાચો છે. તેથી ઉપનિષદો કહે છે કે ક્રતું કુર્વીત–ઊંચે જવાનો અણનમ સંકલ્પ કરે. આપણે જાતે ઊંચે જવા માટે કોઈ ચમત્કારની રાહ જોઇએ છીએ. કોઈ દેવની કે સંતની કે ગુરુની કૃપાને માટે વાટ જોઇએ છીએ. એ વાટ જોવાનો સમય જો જાતના ઉદ્ધારના સંકલ્પ અને કાર્યમાં વ્યતીત કરીએ, તો કોઈ ચમત્કાર થાય તે પહેલાં જ આપણો ઉદ્ધાર થઈ ચૂક્યો હશે, એવો ચમત્કાર ભાળીશું. આપણો આત્મા સત્ છે અને સર્વશક્તિમાન છે. આથી કોઈપણું સદ્દઈચ્છા કે સત્કર્મમાં દૃઢ રહીશું તો પરિણામે પ્રભુની કૃપાએ આપણો ઉદ્ધાર થશે જ. માટે કેડ કસી–પ્રભુમાં અને આત્મામાં દૃઢ વિશ્વાસ રાખી–આપણી ઉન્નતિના કાર્યમાં યાહોમ કરીને ઝંપલાવવું ઘટે.

## (૨) જાતને હેઠી ન પાડે:–

મોટે ભાગે માનવ જાતને જ હલકી પાડે છે. "અમારા શા ગજા"–"અમારી શી તાકાત"–"અમારા નસીબ તો કઠિયારાના જ"–"એ તો મોટાઓનાં કામ"–"અમો ગરીબ–પૂર્ણ દરિદ્રી–ગયા વીત્યા"–આવી ક્ષુદ્ર કાંગારોળ–આવી નિર્બળતામાં એકાગ્રતા–આવી સાંકલ્પિક પામરતા–આવી નીચ દીનતા–આત્માને શોભતી નથી. માણસ વિચારથી ઘડાતું પ્રાણી છે. એ પોતાના વિષે જેવું વિચારશે તેવો જ અંતે થઈને રહેશે. આથી દુર્બળ વિચારોનાં–નીચ અને હલકા વિચારોના સંગ્રહસ્થાન જેવું આપણું મન ન હોવું ઘટે. પતિત હોઇએ તો પણ ઉદ્ધત થવાનો રૂડો સંકલ્પ અને અનુકૂળ ચર્ચામાં એકાગ્ર થઇએ. આત્મનિર્બળતા મોતનું બીજું નામ છે. વિચારે પામર જીવો પોતાનું ભાગ્ય પોતે જ ભાંગે છે અને ઇશ્વરને કે નસીબને કે સ્વજનોને કે સંયોગોને કે પરિસ્થિતિને ભાંડે છે. ડાહ્યો માણસ શુભ અને શિવ સંકલ્પોનું બળ સવેળા સમજી લે. લૂંટારો વાલ્મિકી જો ભગવાન રામચંદ્રની રામાયણગાથા ઉપજાવી શકતો હોય, કામી તુલસીદાસ જો રામચરિતમાનસની ગંગાધારા વહાવી શકતો હોય–તો કોઇએ હતાશ થવાની જરૂર નથી. માટે ઉન્નતિ ઈચ્છનારે હીન દીનતા છાંડવી ઘટે. આપણે જ આપણા ભાગ્યનાં સ્રષ્ટા છીએ. કોઇને હીન અને કોઇને ઉન્નત કરવામાં પ્રભુને કોઈ રસ નથી. કૂવો ખોદનારો પોતાના કર્મે જ નીચે જાય છે. દીવાલ ચણનારો કડીઓ જાતના કર્મે જ ઉપર જાય છે. આથી ક્ષુદ્રતાના સંભારે હૃદયને ન ભરીએ. ઉચ્ચતાના સંભારે એને સભર કરીએ.

## (૩) જાત જ જાતનો મિત્ર છે:–

કેવો ભવ્ય ઉપદેશ! માનવનો કોઈ શત્રુ નથી. કોઈ મિત્ર નથી. શત્રુ

કે મિત્ર આપણે જ આપણા વિચારે કે વર્તને પેદા કરીએ છીએ. માનવ પોતાનો જેટલો મિત્ર થઈ શકે છે તેટલો કોઈનો થઈ શકતો નથી. જાતના ઉદ્ધારનો કાર્યક્રમ પોતે ઘડે અને તે મુજબ વર્તતો થાય તો પોતે જ પોતાનો મિત્ર બને છે. આ સિદ્ધાન્ત જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સાચો છે.

**(૪) જાત જ જાતની દુશ્મન છેઃ-**

માનવ જાતે જ જાતનો જેટલો દુશ્મન બને છે તેટલો કોઈ એનો દુશ્મન બની શકતું નથી. અર્થાત્ જ પોતાના વિચારે અને ભાવે; આચારે અને વૃત્તિએ એ પોતાને મારે છે. પોતાનું પોતે જ અહિત કરે છે. આથી જાતે જાતનો દુશ્મન ન થાય!

આત્મોદ્ધારની આ ચતુઃસૂત્રી સમજી લઇશું તો જણાશે કે જેણે જાતને જીતી તેની જાત જ તેની મિત્ર થાય છે. જેણે જાતને ન જીતી તેની જાત જ તેની દુશ્મન થાય છે. માટે મનને જીતવું. જેણે મન જીત્યું તેણે દશે દિશા જીતી! મનને જીતનારો ઠંડીગરમી, સુખદુઃખ વગેરેમાં સમાન રહી શકે. આમ ઈન્દ્રિયો સહિત મનને કહ્યાગરું કરવામાં યોગ છે. એવા જીતેન્દ્રિય પુરુષને માટે સૌ દિશા સુખમયી થાય છે. સમબુદ્ધિ થઈ એટલે જીવન જીત્યા જાણવું.

મનને કાબૂમાં લેવા માટે યોગાભ્યાસની જરૂર છે. તો યોગી થવા ચાહનારે એકાંતમાં બેસવું. એકલા બેસી મન તન અને વચનને કાબૂમાં લેવા. આછાં વસ્ત્ર વગેરે પહેરવાં. નિરાશી થવું. પવિત્ર પ્રદેશમાં પોતાનું સ્થિર આસન જમાવવું આસન સુખદાયી હોવું ઘટે. આવાં આસન ઉપર બેસી ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયા ઉપર કાબૂ મેળવી મનને એકાગ્ર કરવું. આત્માની વિશુદ્ધિ માટે યોગનો અભ્યાસ છે. આથી આત્મા-તનમન હૃદયની ચોકખાઈ માટે એક ચિત્તે ભાવન કરવું. તે વખતે આડું તેડું જોવું નહીં. સંયમી થવું. નિર્ભય થઈને રાગદ્વેષ વિના પ્રભુમય થવાનો અંદરથી પ્રયત્ન કરવો. આ માટે પરમાત્માનું નામ જપવા જેવું બીજું રૂડું કોઈ સાધન નથી. પરમાત્માનાં નામજાપે માનવ જેટલો ચોકખો થાય છે તેટલો ભાગ્યે જ બીજા કશાથી થાય છે. આથી આપણને પ્રભુનાં જે નામ ઉપર પ્યાર હોય (અને રામ, કૃષ્ણ વગેરે જે રૂપ ઉપર પ્રીતિ હોય તે રૂપને સામે જાણી) જપ કરવો. આમ યથાવકાશ યોગનો અભ્યાસ કરવાથી અભ્યાસીનું મન કાબૂમાં આવે છે. અને પ્રભુમાં જેવી પ્રગાઢ શાન્તિ હોય તેવી શાન્તિનો અનુભવ થાય છે.

યોગના અભ્યાસીએ આહારવિહાર વગેરેમાં ખાસ કાળજી લેવી જોઈએ. અકરાંતિયાની પેરે ખાવું નહીં. તેમ ભૂખમરો પણ ન કરવો. "અતિ" નો ત્યાગ કરવો. ખાવે પીવે, ઊંઘવે જાગવે, બોલવે ચાલવે સદા સમતા જાળવવી. આહારવિહારની યુક્તતા યોગી થવા માટે અનિવાર્ય સમજવી.

જેમ જેમ સાચી દિશામાં યોગાભ્યાસ થાય છે તેમ તેમ આપણા હૃદયની શુદ્ધિ થતી જાય છે. યોગની સિદ્ધિમાં થોડાં, સૌને સમજાય એવાં, લક્ષણો છે. યોગ સિદ્ધ થતાં પદાર્થો પ્રત્યે કુદરતી નિઃસ્પૃહતા આવે છે. પવન વગરની જગ્યામા રાખેલો દીવો જેમ સ્થિરપણે પોતાનું અને આજુબાજુનાં પદાર્થોનું, તેમ વાસના રહિત અને પવિત્ર થયેલુ યોગીનું ચિત્ત સ્વ અને પરનું, પ્રકાશક બને છે. એ વખતે તત્ત્વમાં નિષ્ઠા જન્મે છે. એ નિષ્ઠામાંથી કદી યોગી ચળતો નથી. એ સ્થિતિમાં એવું સુખ અનુભવાય છે કે જેથી ઇતર કોઈપણ જાતનું સુખ ચિત્તને આકર્ષી શકતું નથી! અપાર સુખસાગર પ્રભુમાં જ ચિત્ત ન્હાતું હોય છે. આવો યોગ ધીરતા અને વીરતાથી સાધવો ઘટે.

યોગાભ્યાસી જીવે ઊતાવળ ન કરવી. ધીરજથી કામ લેવું ઘટે. મનને વશ કરવાનો એ પ્રયોગ છે. મન અતિ અસ્થિર હોય છે. પારો, આંચડ કે પવન કરતાં પણ એ ચંચળ છે. આથી દૃઢતાથી અને સમુદ્રને તરણાથી ઓઝી નાંખવાની ધીરજથી કામ લેવું ઘટે. યોગ જેમ જેમ સિદ્ધ થશે તેમ તેમ આત્માનું દર્શન વધારે ચોકખું થશે. એને–આત્મદર્શનને–પરિણામે પ્રભુદર્શન થશે. તેમાંથી સ્વરૂપાનુસંધાનરૂપ ભક્તિનો ઉદય થશે. આ ભક્તિને લઈને સૌની સાથે આત્મવત્ વર્તાવ કરવાની દૃષ્ટિ અને ખાનદાની જન્મશે. યોગને પરિણામે પરમાત્માનું વાસ્તવિક દર્શન થાય જ અને જેને પ્રભુદર્શન થાય તેનું વર્તન જ પરમાત્મા ઉપર જીવતા જાગતા ભાષ્ય જેવું થાય છે. શ્રેષ્ઠ યોગી તે કે જેને સૌમાં પોતાપણું લાગે. સૌના સુખદુઃખ જેને પોતાનાં જ લાગે! સૌમાં જે ઓગળી જાય. જીવે ત્યાં સુધી રહે તો પોતાનાં દેહમાં જ–પણ તેનો આત્મા સૌમાં તેને રમતો લાગે. આ અતિ ધન્ય દશા છે. દુનિયાના સાચા મહાપુરુષો આ યોગસિદ્ધિવાળા જ હોય છે.

અને અર્જુને આ ઠેકાણે એક સનાતન શંકા રજૂ કરી. યોગની સિદ્ધિઓ તો ખૂબ સોહામણી લાગે છે. પણ મનને વશ કરવું અને આભને આંબવું એકસરખું છે. અર્જુન કહે છે–ભગવન્! આપે જે યોગ વિષે કહ્યું તે યોગની સ્થિતિ મળવી અશક્ય નહીં તો પણ દોહ્યલી તો છે.

કેમકે મન ચંચળ છે. મથી કાઢે એવું છે. બળવાન છે. દૃઢ છે. પવનને મૂઠીમાં ભરવો અને મનને વશમાં લેવું બગબર છે. તો મહારાજ! આવા મનની સાથે રહેવું અને યોગની સિદ્ધિ પામવી–અશકય લાગે છે.

અર્જુનનો પ્રશ્ન તદ્દન વ્યાજબી છે. દુનિયામાં કોઈ એવો ભાગ્યે જ જન્મે છે કે જેને મનની આ પરિસ્થિતિનો અનુભવ ન હોય. પણ આ ચર્ચાવીરો માટેનો પ્રયોગ નથી. અહીં તો પ્રયોગવીરો જ વિજયી થાય. જો મનને વશ કર્યા વિના જીવનસિદ્ધિ ન જ મળવાની હોય, તો કોઈપણ હિસાબે મનને વશ કરવાનો દૃઢતમ નિર્ધાર જોઈએ જ! મન વશ થતું નથી એ વાત જ ખોટી છે. સાચી વાત એ છે કે એને વશમાં કરવાના ઉપાયો જ મોટે ભાગે કોઇ અજમાવતું નથી. ઊલટા એને બ્હેકાવવાના ઉપાયો જ સર્વત્ર પ્રસરેલા જોવામાં આવે છે. જેણે મનને વશ કરવું હોય તેણે અભ્યાસ અને વૈરાગ્યરૂપી બે ઉપાયો જીવનભર અજમાવવા જ જોઈએ. તે પૈકી પણ વૈરાગ્ય વિના લાખ ઉપાયે પણ મન કાબૂમાં નહીં આવે. તો વૈરાગ્ય એટલે શું? વૈરાગ્ય એ કોઈ તિરસ્કારની કે ઘૃણાની કે નિન્દાની કે દુનિયાના પદાર્થોને મફતના વગોવવાની વૃત્તિ નથી! એ તો સાચી સમજણની પ્રસન્ન અવસ્થા છે. માનવે દુનિયાના પદાર્થો ભોગ્ય છે કે પૂજ્ય છે તે જાણવું જોઈએ. મોટે ભાગે એને પદાર્થો ભોગ્ય લાગ્યા છે. જ્યારે મૂળમાં પદાર્થ માત્ર પૂજ્ય છે. કેમકે પ્રત્યેક પદાર્થ પર પરમાત્માનું રહેઠાણ છે. એવો કયો પદાર્થ છે જેમાં પ્રભુ નથી? આથી વૈરાગ્યમાં સર્વત્ર પ્રભુ છે અને તે પૂજ્ય છે માટે સૌ પદાર્થોને એંઠા ન કરાય–સૌનું પૂજન જ થાય એ વૃત્તિ; એ સમજ મુખ્ય છે. આવી પ્રત્યેક પદાર્થમાં વસેલી પૂજ્યતાનું, ભાન માનવ મેળવે તો વૈરાગ્ય કુદરતી રીતે જ આવે. વિશ્વ પ્રભુનું મંદિર છે. અને આથી જેમ મંદિરમાં આપણી એંઠી ભાવના ધર્મ્ય નથી, તેમ પ્રભુના વિશાળ મંદિરરૂપ વિશ્વમાં એંઠી ભાવના જરૂરી નથી. આવી પ્રસન્ન સમજણ ટકવી જોઇએ. પદાર્થમાં પત્નીબુદ્ધિ ન હોવી ઘટે. માતૃબુદ્ધિ જ હોવી ઘટે. આ છે ટૂંકમાં વૈરાગ્ય યમનિયમો વગેરેનો અભ્યાસ એટલે અભ્યાસ છે. આમ અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા મન પ્રસન્ન થતાં સ્વયમેવ કાબૂમાં આવે છે. મનની કુદરતી ગતિ પરમાત્મા તરફ જ હોય છે. પણ ખોટી સમજે કે દુઃસંગે એ ભોગ તરફ વળે છે. મનની નદીને કલ્યાણ તરફ વહેતી કરવામાં વૈરાગ્ય છે.

અને આ ઠેકાણે અર્જુન એક મુદ્દાનો પ્રશ્ન કરે છે. યોગ કાંઈ એક–બે દિવસમાં સિદ્ધ થતો નથી. અને વખત છે યોગ સિદ્ધ

માણસે મરવું પણ પડે! તો પછી ધોબીનો કૂતરો નહીં ઘરનો કે નહીં ઘાટનો એવું તો ન થાય? અર્થાત્ અધૂરી સાધના ફળ જન્માવે નહીં– અને વચ્ચે મોતે કે કોઈ બીજા કારણે સાધના તૂટે જ. તો પછી આ લોક પણ બગડે અને આવતો લોક તો સુધરે જ નહીં! તો આવો માણસ દુર્ગતિ નહીં પામે શું? અને પરમાત્મા આ શંકાનો ભવ્ય ઉત્તર આપે છે. એ જવાબમાં ભારે સમાધાન છે. ભગવાન કહે છે અર્જુન! કલ્યાણી માર્ગે જનારનું કદિ બૂરું થતું નથી. મોત જીવનમાં અલ્પવિરામ માત્ર છે. જીવનરેખાનું એ પૂર્ણવિરામ નથી. એવો માનવ જ્યાં અટકે ત્યાંથી જ એની પુનઃકૂચ શરૂ થાય છે. મુંબઈથી અમદાવાદ જવા નીકળનારની ગાડી જો વલસાડ આગળ કોઈ કારણસર અટકે જ તો બીજું એન્જિન જોડાતાં વલસાડથી જ આગળ જવાનુ રહે છે. પ્રભુને માર્ગે પીછેહઠ જેવી ચીજ જ નથી. પ્રગતિમાં કદિ પ્રતિગતિ નથી. એવા યોગના કલ્યાણી માર્ગે ચાલતા જીવો, બીજે જન્મે વધારે ઊંચી ગતિ પામે છે. અને પુનર્જન્મ થતાં જ્યાંથી પૂર્વજન્મે અટકયા હોય ત્યાંથી આગળ અને ઉપર જ જાય છે. તેવાઓનો બે ચાર જન્મે પત્તો લાગી જાય છે. આથી વ્હાલા અર્જુન! શ્રદ્ધા હો કે પ્રભુમાર્ગે જનારાઓની કદિ અવગતિ થતી નથી. એવા પુણ્યશાળી જીવોની જીવનકૂચ વણરોક આગળ જ ચાલે છે. અર્થાત્ પુનર્જન્મ હકીકત છે, પુનર્જન્મ ન હોય તો જીવન સમજાવી શકાય એવું ન રહે! કરેલાંનો કદિ નાશ થતો નથી. ઉપરાંત સત્કર્મ સદા ઉન્નતિ જ અર્પે છે. આથી માનવે સત્મા શ્રદ્ધા રાખવી ઘટે. ભગવાન આથી જ અધ્યાયને અંતે અર્જુનને યોગી થવાની સલાહ આપે છે. અને યોગીઓમાં પણ અચળ શ્રદ્ધાળુ અને પ્રભુમય યોગીને સર્વશ્રેષ્ઠ બતાવી અધ્યાયની ઇતિ આણે છે.

॥ इति आत्मसंयमयोगः ॥ ६ ॥

ॐ

૭

# જ્ઞાનવિજ્ઞાનયોગ

આગલા અધ્યાયમાં શ્રદ્ધાવાન હોઈને જે ભગવાનને ભજે તે યોગી સર્વશ્રેષ્ઠ છે એમ ભગવાને કહ્યું. ભજવા માટે જાણવું અનિવાર્ય છે. જે જેને જાણે નહીં તે તેને ભજે જ કેવી રીતે? ભગવાન જો ભજવા યોગ્ય છે તો ભગવાનને જાણવો જરુરી જ નહીં, અનિવાર્ય છે. આથી ભગવાન સાતમા અધ્યાયની શરૂઆતમાં કહે છે કે હે અર્જુન! મારામાં જેનું મન ચોંટયું છે, જે મારે આધારે રહીને યોગની સાધના કરે છે તે મને સમગ્રપણે નિઃસંશય રીતે કેવી રીતે જાણે છે તે હું તને કહું. હવે જે જ્ઞાન કહું છું તે વિજ્ઞાનપૂર્વકનું જ્ઞાન છે. એટલે કે અનુભવે એનો તાળો મળી રહે એવું જ્ઞાન છે. એ પૂર્ણ જ્ઞાન હશે. એ જાણ્યા બાદ જાણવાનું કશું બાકી રહેશે નહીં.

સૌથી પહેલાં તું એ નક્કી જાણજે કે મારે લગતાં જ્ઞાન મેળવવા માટે હજારે કોઈ એક યત્ન કરે છે. અને યત્ન કરનારાઓ પૈકી કોઈ જવલ્લે જ મને તત્ત્વતઃ જાણે છે. અર્થાત્ જ માનવ જાણવા જેવું જાણવામાં હંમેશ જ પ્રમાદી હોય છે. ન જાણવાનું એ એટલું બધું જાણી બેઠો છે કે હવે જાણવા જેવું જાણવા માટે, એણે ન જાણવા જેવું-જે એ જાણી બેઠો છે-તેને ભૂંસી નાંખવું પડે છે. ઉપરાંત પ્રભુને લગતું જ્ઞાન દોહ્યલું નથી. પણ તે માટે જોઈતી શુદ્ધિ અને સાધના મુશ્કેલ છે. આથી પરમાત્માને લગતું જ્ઞાન મેળવવા નીકળનારે દીર્ઘ અભ્યાસ વૈરાગ્ય વગેરેનો અખૂટ સંચય કરવો રહે છે. ધૈર્યનો સાગર બનવું પડે છે સતત ઉત્સાહી ખંતીલા અને જાગૃત રહેવું પડે છે. છેવટે તો એ આંતરસંગ્રામ છે. નાગનોળિયાનું યુદ્ધ છે. આથી ભગવાનને લગતી સાચી સમજ મેળવવા માટે માણસ કને કેસરિયાંવૃત્તિ હોવી જોઈએ. આટલું સ્પષ્ટપણે જાણી પછી જ કદમ આગળ ધપાવવાં ઘટે.

ભગવાન આટલી સ્પષ્ટતા કર્યા બાદ પોતાને લગતું સાચું જ્ઞાન આપવાનો આરંભ કરે છે. તેઓ કહે છે-અર્જુન! સૌથી પહેલાં એ જાણ કે મારી બે પ્રકારની મહાશક્તિઓ છે. એને હું મારી પ્રકૃતિ કહું છું. પ્રકૃતિ કહો કે શક્તિ કહો-એક જ વાત છે. તે બે પૈકી પહેલી શક્તિ તે જડ પ્રકૃતિ છે. બીજી શક્તિ તે જીવ-ચેતનશક્તિરૂપી પ્રકૃતિ છે. એને હું

મારી પરા એટલે કે ચડતી કોટિની શક્તિ માનું છું. તે પૈકી અપરા શક્તિ આઠ રીતે વહેંચાયેલી'તું જોઈ શકે એમ છે. પૃથ્વી–પાણી–પ્રકાશ –પવન–આકાશ–મન–બુદ્ધિ અને અહંકાર–આમ આઠ રીતે મારી અપરાશક્તિ પથરાયેલી તું જોઈ શકે છે. એ આઠ પ્રકારે વિભક્ત પ્રકૃતિ અપરા છે. એટલે ઉતરતી કોટિની એટલે કે ભોગ્ય હોઈને જડ પ્રકૃતિ છે. મારી પરા પ્રકૃતિ તે જીવ. તે ચેતન હોઈને–ભોક્તારૂપ હોઈને પરા પ્રકૃતિ છે. બસ. આ બે પ્રકૃતિ મળીને વિશ્વનો મેળો સરજાય છે. દુનિયાનું એક પણ તત્ત્વ એવુ નથી, જે આ બેની અંદરથી નીપજતું ન હોય! આ બે શક્તિઓ દ્વારા હું આખા જગતનો કર્તાભર્તા અને સંહર્તા છું. આ બંને પ્રકૃતિઓ શક્તિઓનો હું સ્વામી છું. આથી મારાથી પર એવું બીજું તત્ત્વ નથી.

અર્થાત્ જ પરમાત્મા જ પંચમહાભૂતરૂપી પોતાની શક્તિઓ દ્વારા મન બુદ્ધિ અહંકારરૂપી સાધનો સરજી જીવરૂપે સર્વમાં પ્રવેશી આ જગતમાં વર્તી રહ્યો છે. આપણી આજુબાજુ અંદરબહાર જે કાંઈ જોવામાં કે અનુભવવામાં આવે છે તે બધું જ પરમાત્મારૂપ છે. પૃથ્વી કે પાણી કે પવન કે પ્રકાશ કે આકાશને જોઈને પ્રભુની યાદ આવવી ઘટે. સૌ પ્રાણીઓનાં મન, મતિ, અંહકારરૂપે ભગવાન વર્તી રહ્યો છે. પૃથ્વી અને તેનાં અનન્ત રૂપાન્તરો જોઈને કદી પ્રભુ યાદ આવે છે? પવનને જોઈને કદી પરમાત્મા હૃદયમાં ફરકયો છે? આકાશની કરોડો દીવાઓથી સળગતી અટારી જોઈને કદી અહોભાવપૂર્વક પ્રભુ અંતરમાં છતો થયો છે? કરોડો પ્રાણીઓ–તેમનાં કરોડો મન–કરોડો બુદ્ધિઓ–કરોડો જાતનાં અહંભાવો! આ બધું જ પરમાત્માની અપરા પ્રકૃતિનો જ વિસ્તાર છે! પણ એવું કદિ ભાન થાય છે? નથી થતું એ જ અજ્ઞાન છે. આ બધામાં જ પરમાત્માનુ સહજ અનુસંધાન થતાં હૃદય અહોભાવથી ઉભરાતું થઈ પ્રભુને સ્મરશે. ચારે કોર અંદરબહાર નિરંતર પરમાત્મા તો સ્પષ્ટ છે! આપણને આ દૃષ્ટિ લાધે એટલી જ વાર છે. ઉપરાંત આ તો અપરા પ્રકૃતિની કથા થઈ! પરા પ્રકૃતિ તો તેનાથી પણ અદ્‌ભૂત છે! સૌમાં રહેલો આત્મા કેટલો અદ્‌ભૂત છે? ભાંગેલાં દર્પણમાં જેમ એક મોં અનેક દેખાય છે, તેમ આ આઠ રૂપે ભાંગેલી પ્રકૃતિમાં એક આત્મા અનેક જેવો જ દેખાય છે!! એ એક છે છતાં સૌમાં જુદો જુદો દેખાય છે! અને આ જુદાઈ એટલી તો સાચી લાગે છે કે જાણે એકતા જ ખોટી હોય એવો બળાત્ નિર્ણય કરાવે! છતાં સત્ય અદ્‌ભુતમાં અદ્‌ભુત વસ્તુ છે! અનેક આત્માઓ દેખાય છે પણ તે સાચું નથી! સૌમાં એક આત્મા જ છે. પણ

અનેક દેખાય છે. આ અનેકપણું ખોટું જ છે! બસ આ અદ્‌ભૂત શક્તિ પરમાત્માની જ છે! આમ આપણામાં-સૌમાં ઉપરનીચે આજુબાજુ અંદર બહાર નિરંતર પરમાત્મા જ પોતાની શક્તિથી વર્તી રહ્યો છે. નરસિંહ મહેતાએ નથી કહ્યું? કે-"જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે. ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" આ તો બ્રહ્મનાં બ્રહ્મ કને લટકાં માત્ર છે. આ જ જ્ઞાન અને વિજ્ઞાન છે. આ સમજાતાં જીવ કૃતાર્થ થઈ જાય છે.

આમ અપરા અને પરા પ્રકૃતિ અને તેના નિયન્તારૂપે વર્તી રહેલ પરમાત્મા જ સર્વત્ર છે. આ વાતને વધારે સ્પષ્ટ કરતાં અને દસમા વિભૂતિયોગ નામના અધ્યાયનું બીજારોપણ કરતાં, ભગવાન કહે છે કે-અર્જુન! બરાબર સમજી લેજે. માળાના મણકાઓમાં જેમ સૂતર તેમ હું જ સૌમાં ઓતપ્રોત છું. પાણીમાં રસરૂપે, સૂર્યચંદ્રમાં પ્રભારૂપે, વેદોમાં ૐકારરૂપે, આકાશમાં શબ્દરૂપે, માનવોમાં ઉદ્યોગરૂપે, પૃથ્વીમાં પવિત્ર ગંધરૂપે, અગ્નિમાં તેજરૂપે હું વર્તમાન છું. એટલું જ નહીં! અર્જુન! પ્રાણીમાત્રમાં જીવનરૂપે, તપસ્વીઓમાં તપરૂપે, બુદ્ધિશાળીઓમાં બુદ્ધિરૂપે, તેજસ્વીઓમાં તેજરૂપે હું છું. બળવાનોનું કામરાગ વિનાનું બળ છું. ધર્મથી વિરોધી ન થતી હોય એવી ઈચ્છા હું છું. ટૂંકમા કહું તો સમસ્ત સાત્ત્વિક, રાજસિક, અને તામસિક ભાવો મારે લીધે છે. મારામાથી પેદા થાય છે. હું તેમનામા નથી, તેઓ મારામાં છે. અર્થાત્ મારે આધારે તેઓ છે, હું તેમને આધારે નથી! અર્થાત્ જ મારે લીધે તેઓ અસ્તિમાં આવે છે. તેઓ છે માટે હું છું એમ ન સમજતો. હું છું માટે તેઓ છે. જગતનું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી. પરમાત્માને તંત્રે જગતનું તંત્ર અને અસ્તિત્વ છે. આમ બીજી રીતે કહું તો હું સર્વરૂપ, સર્વનામ, સર્વશક્તિ છું. આ છે મારે લગતુ સાચું તત્ત્વજ્ઞાન.

પરમાત્મા સ્વયં પોતાને લગતું આ જ્ઞાન દઈ રહ્યો છે. તો સ્વાભાવિક-પણે જ પૂછવાનું મન થાય છેઃ આવું જ્ઞાન સૌને કેમ નીપજતું નથી? ભગવાન તેનો સમાધાનકારક જવાબ આપતાં કહે છે કે-અર્જુન! મારાં આ ગુણમય ત્રણ પ્રકારના ભાવોથી એટલે કે સત્ત્વ રજસ અને તમસથી પરિપૂર્ણ મારી માયાશક્તિના પ્રભાવે મોહિત થયેલું છે આખું જગત! અને આથી જગત, મને, 'એ ભાવોથી હું પર છું'-એમ જાણતું નથી. અર્થાત્ જ મારા સાચા સ્વરૂપ અંગે સદા ગોથાં ખાય છે. આ સમસ્ત ત્રિગુણ જગત મારામાં મારાથી થાય છે. પણ હું તે તે પદાર્થોનાં ગુણધર્મથી

અસ્પૃષ્ટ છું એમ જગત જાણતું નથી. મારી આ ગુણમયી માયા દિવ્ય છે. એ ઓળંગવી મુશ્કેલ છે. એ માયાને તે જ ઓળંગી શકે, જે પૂર્ણભાવે મારે શરણે આવે છે. માયાની મોહની અનુપમ છે. મોટા મોટા ઋષિમુનિઓ પણ ભગવાનની આ મોહક માયામાં ડૂલ થઈ જાય છે. તેની દુસ્તરતા પણ એટલી જ અજબ છે. જો કોઈ એમ માનતું હોય કે તે પોતાનાં યત્ને જ માયા તરી જશે તો તે ભીંત ભૂલેલો છે. પોતાનો પ્રયત્ન અવશ્ય જોઇએ જ, પણ જ્યાં સુધી પરમાત્માની અનુકંપાથી માનવનો પ્રયત્ન આર્દ્ર ન થાય ત્યાં સુધી તેની આ મહામાયા શરીર મન ઇંદ્રિયો-મતિ-અહંકાર-અજ્ઞાનરૂપી મહામાયાને તરી શકાતી નથી. આથી ભગવાનનું શરણું જ અહીં હોડી છે. कैवर्तकः केशवः-હોડીવાળો તો ભગવાન જ છે. શાણો માણસ એટલું સવેળા સમજી લે કે અહંકારે માયા નહીં તરાય. પરમાત્માની અનુકંપાએ એ સમુદ્ર જેવડી મોટી અને ઊંડી હોય તો પણ ખાબોચિયાં જેવી થઈ જાય છે!

તો આવી ભયંકર અને ચોર્યાસી લાખ જન્મમરણમાં ધકેલીનારી માયાને કોણ તરી શકે? માયાને તરવા માટે પરમાત્માની પસંદગીમાં આવવું પડે છે. પરમાત્માની પસંદગીનું પણ ધોરણ હોય છે. પરમાત્મા માનવની પેરે પક્ષપાતી પસંદગી કરતા નથી. આથી માયાને તરવા માટે કયો જીવ યોગ્ય છે તે અંગે પરમાત્મા સૌથી પહેલાં એક ધોરણ રજૂ કરે છે. માનવના બે પ્રકારો પાડે છે. પહેલો દુષ્કૃતિ, બીજો સુકૃતિ. દુષ્કૃતિ એટલે જેનાં કર્મો દૂષિત છે તે, એટલે પાપમય કર્મોમાં રચ્યોપચ્યો રહેનારો. આ બે પૈકી દુષ્કૃતિ જીવો પ્રભુની પસંદગીમાં કદી આવતા નથી. તેવા જીવો દુષ્કર્મી છે કેમકે તેઓ મૂઢ છે. એટલે કે સાચી સમજ સિવાયનાં છે. આથી જ તેઓ નરાધમ કોટિમાં આવે છે. તેમનું જ્ઞાન માયા ચોરી લઈ જાય છે. પરિણામે તેવા જીવો આસુરી જીવનમાં જ મસ્ત રહે છે. આસુરી એટલે કે ખાના-પીના-મોજ કરના-જેમાં મુખ્ય છે એવું જીવન! માયા તેમનું જ્ઞાન ચોરી જાય તે કેટલા અસાવધ જીવો હોવા જોઇએ! અને ભગવાન તેમને 'નરાધમ' કહે તે કેટલા પતિત હોવા ઘટે? અને પરિણામે જેમનું જીવન પાપમય હોય તે કેટલા ભારરૂપ હોવા ઘટે? આવા લોકો પ્રભુને શરણે જઈ શકતા નથી. અને આથી માયાને તરી શકતા નથી. જન્મ જન્મ તેઓ આવાગમનમાં જ અટવાય છે. આથી જેણે માયા તરવી હોય તેણે શુદ્ધબુદ્ધિ મેળવવી ઘટે. જીવન ચોકખું બનાવવું ઘટે. સત્કર્મો જ આપણાં સાચાં સ્વજનો છે, એમ સમજવું જોઇએ સન્મતિ અને સત્કર્મની શ્રી વિના પ્રભુને પંથે નહીં જ ચલાય.

માનવોનો બીજો વર્ગ છે તે સુકૃતિઓનો છે. જેમણે જનેતાને ઉદરે જન્મ લઈને મતિને વિમળ રાખી છે, કર્મોને પવિત્ર જ રાખ્યાં છે, જેમણે પુણ્ય સિવાય બીજું કશું આચર્યું નથી; તેવા જીવો સુકૃતિ છે. આવા સુકૃતિ જીવો પાછા ચાર પ્રકારમાં વહેંચાય છે. આ ચાર તે આર્તજીવો, જિજ્ઞાસુ જીવો, અર્થાર્થી જીવો, જ્ઞાની જીવો. આ ચારે પુણ્યશાળી જીવો જ છે. છતાં ચારેની આંતરવૃત્તિમાં ભેદ છે એટલે આપણે કઈ કેટિમાં આવીએ છીએ એ જાણવા ચારેનાં મુખ્ય લક્ષણો જાણવા રહે છે.

**આર્ત ભક્ત**

માનવ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જ છે. એ ગમે તેવો મહાન યોગી થાય તો પણ સદેહે તો એ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જ હોય. આથી તેને એટલાં બધાં બલિષ્ઠ પરિબળોનો સામનો કરવો પડે છે, કવચિત્ તો એ સમર્થ હોય તો પણ ઢીલો પડી જાય છે, લાચાર બની જાય છે. આ લાચારી જ્યારે બેહદ બને છે, એનું પોતાનું બળ જ્યારે ખૂટે છે, ત્યારે જો એ પુણ્યાત્મા હોય તો બળના અને આધારના મૂળ તરફ એ વળે છે. અને બળનો પુરવઠો જોઈએ છે. આ પુરવઠો સિવાય કે પરમાત્મા કોણ પૂરો પાડે? અને એવી અણીની વેળાએ જો એ હૃદયના સમસ્ત બળપૂર્વક પ્રભુને પોકારે તો સર્વવ્યાપી પ્રભુ તેનો સાદ સાંભળે છે. આ પળ સુધી તો એણે આર્ત દ્રૌપદી કે આર્ત ગજેન્દ્રની બૂમ સાંભળી છે. આ આર્તિથી પ્રેરાયેલો જીવ જ્યારે સહાયતાથી પ્રભુને પોકારતો હોય છે, ત્યારે ખૂબ જ સોહામણો હોય છે. પુણ્ય હોય તો અણીને વખતે પ્રભુને પોકારવાનું સૂઝે છે.

**જિજ્ઞાસુ ભક્ત :**

માનવના અંતરમાં સર્વજ્ઞતાનું બીજ હોય છે. એને જ્યાં સુધી આત્મા પરમાત્મા વગેરેનો પૂરો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી બેચેની રહે છે. એને જાણીને જ શોકસંતાપથી પર થવાય છે. સાચું જ્ઞાન જ અમરશાંતિ દે! આથી જે જીવનું પુણ્ય, પ્રબળ હોઈને ફ્લોન્મુખ થાય છે, તેવાને સૌ દુઃખનાં મૂળરૂપ અજ્ઞાનનાં બીજ ભૂંજી નાખવાને માટે સાચાં જ્ઞાન મેળવવાની લ્હે લાગે છે. પરમાત્માની તીવ્ર સહૃદય ભક્તિથી એવો પુણ્યસમૃદ્ધ જિજ્ઞાસુ ભક્ત પ્રભુની અનુકંપાએ સાચું જ્ઞાન પામી, સદાની શાંતિ મેળવે. આવો જિજ્ઞાસુ જીવ જ્ઞાનની પ્રાપ્તિ માટે દેહનાં પણ દાન કરવા તૈયાર હોય છે. ભગવાન બુદ્ધ,બુદ્ધ થયાં પહેલાં જિજ્ઞાસુ ભક્ત હતા.

**અર્થાર્થી ભક્ત :**

અર્થાર્થી ભક્તની સંખ્યા સદૈવ મોટી હોય છે. કેમકે માનવ ઈચ્છાના નાચે નાચનારું પ્રાણી છે. સૌના હૃદયમાં પદાર્થોની પ્રાપ્તિની ઝંખના હોય

છે. પુણ્યશાળી જીવ હોય છે તે પ્રભુનો પાલવ પકડી તેની ભક્તિ દ્વારા ઈષ્ટ મેળવવાનો પ્રયત્ન કરે છે. આવા ભક્તો દુનિયાની તમામ પ્રજાઓમાં મોટે ભાગે હોય છે! વત્સલ પરમાત્મા પણ જીવોને ભક્તિપ્રેરિત થઈને જોઈતું આપવા સદા તૈયાર હોય છે. છેવટે બધું જ પરમાત્મા જ તો આપે છે! ફક્ત આવા જીવો પુણ્યશાળી હોઈને પ્રભુ કને આવે છે. બીજા પોતાને અહંકારે રાચે છે.

**જ્ઞાની ભક્ત :**

જ્ઞાની ભક્ત મળવો મુશ્કેલ છે. કેમકે તે ભગવાન સાથે સદા જોડાયેલો અને અતિ ભક્તિથી સંપન્ન હોય છે. પ્રભુ તેને પ્યારો સમજાય છે અને માટે જ તે તેને ચાહે છે. પરમાત્માને પણ તે અતિપ્રિય હોય છે. અને પરમાત્માના 'અતિપ્રિય' થવું એથી મોટું ભાગ્ય કયું? યદ્યપિ બધા જ પ્રકારના ભક્તો પુણ્યશાળી હોઈને ઉદાર છે–પણ જ્ઞાની ભક્ત બધામાં પ્રભુનું જ અનુસંધાન પામેલો ભક્ત તે સુદુર્લભ છે. છતાં ધરતીમાના સૌભાગ્યતિલક જેવા એવા જ્ઞાની ભક્તો હોય છે. સંખ્યામાં અતિ ઓછા–પણ તેથી શું? થોડા પણ છે એ જ આ ભક્તિની ઉચ્ચતા અને દુર્લભતા બતાવે છે.

આ ઉપરાંત પણ તે તે કામનાથી પ્રેરાઈને ઈતર દેવોનું લોકો શરણું સ્વીકારે છે. પણ છેવટે તો સૌ નદીઓ જેમ સમુદ્રગામી છે તેમ સૌ દેવો પણ ઈશ્વરનાં જ પ્રતિનિધિ છે. ફેર એટલો કે સીધા જવાને બદલે તેઓ જરા લાંબો અને વાંકો રસ્તો લે છે. દેવો–ઘણા દેવો સ્વતંત્ર નથી. તેઓ પરમાત્માના જ અધિકારીઓ છે. પ્રભુ સૌનો સ્વામી છે. સમસ્ત કર્મફળ આપનારો છે! અને આથી શાણો પરમાત્માને ભજે!

પરમાત્માનો આવો પરમનિગૂઢ પ્રભાવ સૌની સમજમાં આવતો નથી, કેમકે પરમાત્મા પોતાની યોગમાયાથી ઢંકાયેલ છે. એ યોગમાયાનો સોનેરી પડદો પરમાત્માના સ્વરૂપને આવરીને રહ્યો છે. આથી જીવ, સર્વજ્ઞ પરમાત્માને સમજી શકતો નથી. ભગવાનની સર્વજ્ઞતા તેને કળાતી નથી. પરિણામે રાગદ્વેષ વગેરે દ્વંદ્વોની તાણે જીવો આ માયાનદીમાં તણાતા રહે છે. તે પૈકી જે જીવોનું પાપ પુણ્યકર્મનાં બળે ધોવાય છે તેઓ પ્રભુનાં દૃઢભક્ત બને છે. જરા અને મરણમાંથી મુક્તિ મેળવવા તેવા જીવો પ્રભુને આશ્રયે યત્ન કરે છે. પ્રભુની કૃપાએ તેઓ સાચે જ તરી જાય છે. તેમને બ્રહ્મ, અધ્યાત્મ કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ વગેરેની સૂઝ પડે છે. એટલું જ નહીં મરતી વખતે પણ તેઓ પરમાત્માને સ્વસ્થપણે અનુભવે છે.

॥ इति ज्ञानविज्ञानयोगः ॥ ७ ॥



## ૮
## અક્ષર બ્રહ્મયોગઃ

આગલા અધ્યાયને અંતે ભગવાના ભક્તોની નિષ્ઠા અને તેનું ફળ પરમાત્માએ વર્ણવ્યું હતું. પરમાત્માએ છેલ્લે જેનો નિર્દેશ કર્યો ત્યાંથી જ અર્જુન પ્રશ્ન કરે છે. અર્જુનનાં સાત પ્રશ્નો છે. ભગવન્! તે બ્રહ્મ એટલે શું? અધિભૂત એટલે? અધિદૈવ એટલે શું? અધિયજ્ઞ કોણ અને શું? અને મૃત્યુકાળે આપ કેવી રીતે જાણવા યોગ્ય છો? ભગવન્! આ સાત મહાપ્રશ્નોનો કૃપા કરીને હૃદયતોષ થાય એવો ઉત્તર દઈ મને કૃતાર્થ કરો.

(૧) અને પ્રશ્ન પૂછતાંવેંત જગદ્ગુરુ શ્રી કૃષ્ણ પરમાત્માના હૃદય-કમંડલુમાંથી જ્ઞાનગંગા વહેવા લાગી. આગલા છ પ્રશ્નોનો જવાબ પરમાત્મા ટૂંકો પણ ખૂબ જ મુદ્દાસર અને અતિગંભીર અર્થપૂર્ણ આપે છે. નાની નાની વ્યાખ્યાઓ છે પણ તેના ચિંતનમાં પુસ્તકશાળાઓ સમાયેલી છે. ભગવાન કહે છે કે **अक्षरं ब्रह्म परमं** અર્થાત્ પરમ અક્ષર તત્ત્વ તે બ્રહ્મ છે. અર્થાત્ જ બ્રહ્મ તત્ત્વને શોધી કાઢવા માટે બે વિશેષણો સમજવાં રહ્યાં. અને એ બે સમજતાં સંભવ છે કે જન્મો નીકળી જાય! પરબ્રહ્મ પરમાત્મા અક્ષર છે. અક્ષર એટલે ન નાશ પામનારું તત્ત્વ. સર્વવ્યાપી તત્ત્વ. દેખાતાં પ્રાકૃતિક જગતનો લય થાય ત્યારે પણ જે રહે તેવું એટલે કે સત્ય તત્ત્વ છે. કારણ કે સત્ય જ ત્રણે કાળમાં રહેનારું છે. પણ આવી તો પ્રકૃતિ પણ પ્રભુની જ શક્તિ હોઇને સંભવે. પરમાત્મારૂપ અક્ષરતત્ત્વ પ્રકૃતિથી પર છે એ સૂચવવા માટે **परमं** વિશેષણ છે. અક્ષરથી–પ્રકૃતિથી–પણ પર એવું આ અક્ષર તત્ત્વ છે! અર્થાત્ પ્રકૃતિ પણ મહાપ્રલયે પરમાત્મામાં લુપ્ત થાય છે. તે વેળા પણ પરમાત્મારૂપી અક્ષર તત્ત્વ તો કાયમ જ રહે છે. આ સદા કાયમ રહેનારું તત્ત્વ આપણે શોધી કાઢવું રહ્યું. એની શોધનું મંગળ ઇનામ તે જ મોક્ષ કે મુક્તિ છે. આ તત્ત્વ એક દિવસમાં શોધાઈ જતું નથી. પ્રતિપળ એને શોધવું પડે છે. એક વખત પૂરું શોધાઈ જાય પછી એ સદા સ્વરૂપમાં જ વણાઈ જાય છે.

(૨) અધ્યાત્મ એટલે સ્વભાવ. અર્થાત્ પ્રકૃતિ ત્રિગુણાત્મિકા પ્રભુની દિવ્ય શક્તિ તે પ્રકૃતિ છે. આ અર્થ નીકળે છે. '**स्वभाव**' શબ્દના નિર્વચનથી **स्व** એટલે પોતે પરમાત્મા. **भाव** એટલે અસ્તિત્વ! પરમાત્માનું અસ્તિત્વ તેની પ્રકૃતિ દ્વારા જ કળાય છે. આથી અધ્યાત્મ એટલે પ્રકૃતિ. પરમાત્માની મહાદિવ્યા અદ્ભુત મંગળાશક્તિ છે પ્રકૃતિ.

(૩) કર્મ એટલે જગતની ઉત્પત્તિ કરનારો પરમાત્માનો આદિસંકલ્પ! અર્થાત્ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનારો જે પ્રથમ સંકલ્પ–જે સંકલ્પને અનુસરીને જગતનો આ વ્યવસ્થિત કારભાર ચાલે છે તે સંકલ્પ એટલે કર્મ. પ્રાણીમાત્રનાં સમસ્ત ત્રણે કાળમાં થનારાં કર્મો આ પરમાત્માના મૂળ સંકલ્પનું અનુકરણ માત્ર છે. આપણાં તમામ કર્મો આ સંકલ્પની પાછળ પાછળ જ થાય છે. આ દ્વારા પરમાત્માના સંકલ્પકર્મની મહત્તા ધ્યાનમાં આવવી ઘટે. જેના સંકલ્પ માત્રે સમસ્ત બ્રહ્માંડ છતું થાય તે કેવો મહાન દિવ્ય મંગળ હોવો ઘટે?

(૪) ક્ષરભાવ એટલે અધિભૂત. અર્થાત્ જગતમાં તમામ નષ્ટ થનારાં પદાર્થો એટલે ક્ષર. અર્થાત્ પરમાત્માની ઈચ્છાનુસાર ઘડભાંજનો વિષય બનનારાં તમામ પદાર્થો, કાળનું જેના ઉપર પળપળ પરાક્રમ ચાલે છે એવા બધાય પદાર્થો, ગીતાની પરિભાષામાં ક્ષર કહેવાય છે.

(૫) અધિદૈવ એટલે પુરુષ અર્થાત્ જ જીવાત્મા! પુરુષ એટલે આપણો જીવાત્મા જ અધિદૈવત છે. દેવ એટલે આપણામાં રહેલા તે તે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા. જેમકે આંખનો દેવ સૂર્ય. ચામડીનો દેવ વાયુ. વાણીનો દેવ અગ્નિ. આ તે તે ઇન્દ્રિયોના દેવને પણ, અંદર રહી, ચેતનનો પ્રકાશ આપતો હોઇને, સૌનો જીવાત્મા અધિદૈવત છે.

(૬) અને અધિયજ્ઞ એટલે પરમાત્મા પોતે. અર્થાત્ પરમાત્મા જ સૌના દેહમાં જીવાત્માથી પણ અંદર અંતર્યામી તરીકે વસતો હોઇને, યજ્ઞ–એટલે આપણાં તમામ કર્મોનું યથા કાળ–દેશ–નિમિત્ત ફળ આપતો હોઇને, અધિયજ્ઞ કહેવાય છે. પરમાત્મા કર્મમાત્રને યજ્ઞ ગણાવે છે. અને આથી માનવથી અસત્ કર્મ તો થાય જ નહીં એવો અહીં ધ્વનિ છે. અર્થાત્ આપણા અંતરમાં રહેલો પરમાત્મા અધિયજ્ઞ છે. કેમકે તે સર્વજ્ઞ અને સર્વશક્તિ છે. જે સર્વજ્ઞ અને સર્વશક્તિ ન હોય, તે પ્રાણીમાત્રનાં કર્મોનો હિસાબ ન રાખી શકે. પણ સૌના ખાતામાં પાઈની પણ ભૂલ ન થાય એવો ચોક્કસ અને કાળજીભર્યો હિસાબ થતો અનુભવમાં આવે છે. કયા જીવનું કયું કર્મ ફળ વિનાનું રહે છે? આથી આપણા દેહમંદિરમાં રહેલા એ પરમદેવ સાથે વિવાદ કે તકરાર ન રહેવી ઘટે. તેનો હિસાબ–ન્યાયદયાભર્યો છતાં કેવળ અદ્લ છે.

(૭) આમ પહેલાં છ પ્રશ્નોનાં જવાબ ટૂંકામાં પણ અતિ ગંભીર ભાવોથી ભરપૂર રીતે પરમાત્માએ આપ્યા. હવે જે સાતમો પ્રશ્ન છે તે ખૂબ જ અગત્યનો છે. જે કોઈ આ સાતમાં પ્રશ્નને બરાબર વિચારી વર્તશે

તેનું કલ્યાણ થશે. ભગવાન ગૂઢ સિદ્ધાન્તનો ઉલ્લેખ કરતાં કહે છે–અર્જુન! મોત વખતે જે મને જ યાદ કરીને કલેવર તજે તે મારા જ ભાવને પામે એમાં સંશય નથી! ઉપરાંત જે જે ભાવને યાદ કરતો માનવ પરવરે, મૃત્યુ બાદ, તે તે ભાવને જ તે પામે કેમકે તે ભાવે તે જીવનભર રંગાયેલો હતો. ભાવ એ સહનું કારણ છે. આ અગત્યનો પ્રશ્ન આપણે યથામતિ વિચારવો જ ઘટે. મોત વેળા માનવ કોને સ્વાભાવિક રીતે યાદ કરે છે? શું પરમાત્મા તેને અચૂક યાદ આવે છે કે તેનાં છોકરાં છૈયાં-માલમિલકત, સગાંવ્હાલાં, વાસનાઓ યાદ આવે છે? મોટે ભાગે માનવને કુદરતી રીતે પરમાત્મા યાદ આવતો નથી! ભવની જ યાદો આવે છે. કારણકે જીવતાં જીવ જેણે પ્રભુને કદી અનુભવ્યો નથી તેને એકાએક મરતી વખતે તે યાદ આવે નહીં! અને મૃત્યુ વખતની સ્થિતિ તો તેના બીજા ભવની નિયામક થાય છે! બળાત્ આપણે રામનું નામ મરતી વેળા મરનારના કાનમાં ઘાલીએ એ બરાબર નથી. મરનાર પોતે જ પ્રસન્ન હૃદયે રામનામ લે એ ઈષ્ટ છે. આથી જે જીવન જાળવતો નથી તેનું મોત કદી જળવાતું નથી અને પરિણામે તેનો ભાવિ જન્મ પણ બગડે છે. આ કારણે જીવીએ છીએ ત્યાં લગીમાં જ પરમાત્માને ભજી લેવો જોઈએ. જેનો અનુભવ નહીં તેની કદી યાદ આવતી નથી. જેનો અનુભવ તેની જ યાદ. યાદ એ જૂનો અનુભવ જ છે. જો જીવતાં પરમાત્માનો અનુભવ નથી તો મરતી વખતે તેની યાદ કયાંથી આવે? આથી જીવનનું ધ્યેય શું હોવું ઘટે એ સ્પષ્ટ થશે. મરતી વખતે પ્રસન્ન દિલે પ્રભુને યાદ આવવા દેવો છે? શોક અને રોકકળને દેશનિકાલ દેવો છે? મૃત્યુને મહામંગળ કરવું છે? મૃત્યુનો ડંખ ન લાગે એવું ઈચ્છવું છે? જો આ બધું મંજૂર હોય તો જીવતાંજીવત સૌથી પહેલાં પરમાત્માનો જ અનુભવ કરી લેવો ઘટે. પ્રભુસાક્ષાત્કાર માનવનું સૌથી પહેલું અને એકમાત્ર કર્તવ્ય છે. એ પ્રધાન કર્તવ્ય જે ચૂકે છે તેને જ બાકીનાં સમસ્ત કર્તવ્યો પ્રાપ્ત થાય છે. ઓછામાં ઓછું માનવજીવન તો પ્રભુપ્રાપ્તિ માટે જ અને ફક્ત એક માત્ર તે માટે જ છે. દુનિયાની સૌ નદી જેમ સાગરગમા હોય છે તેમ આપણી સમસ્ત અસ્તિ પ્રભુગમા—પ્રભુ તરફ જનારી જ હોવી ઘટે. જો આ ન હશે તો ભાવિ કારમું છે, અને જે વ્યક્તિને માટે સાચું તે જગતમાં સૌને માટે સાચું. આથી માનવજીવનનાં કર્તવ્ય અને ધ્યેય વિશે લવલેશ પણ ભ્રાન્તિ કે સંશય ન હજો. મૃત્યુની મહાહકીકત ભૂલીને જો જીવનની કિંમત મંડાય તો તે કિંમત કદી સાચી હોતી નથી. મૃત્યુ અને જીવન પરસ્પરનાં આમ નિયામક છે. માનવશરીરની પણ પૂરી

કિંમત જો મૂકી શકીએ તો આ જ વાત સિદ્ધ થાય છે. માનવશરીર કલ્યાણપ્રાપ્તિ માટે એટલું તો પરિપૂર્ણ લાગે છે કે સિવાય કે પ્રભુપ્રાપ્તિ એનો બીજો ઉપયોગ એ સરિયામ ભૂલ જ લાગે છે. પ્રભુનો દ્રોહ જ લાગે છે. જેણે માનવદેહ પ્રાપ્ત કરીને એને ભોગમાં જ, પૈસો પેદા કરવામાં જ કે એવી જ કોઈ આડીતેડી વાતમાં જ મુખ્યત્વે ખરચ્યો તે દયા ખાવા જેવો છે. દુનિયાના ક્ષણભંગુર પદાર્થોના સંચય અને ભોગ માટે પ્રતિપળ ફાંફાં મારતું માનવ, કરુણારસની એક અભંગ લહરી જ નથી શું? જે દેહે જગન્નાથનો અનુભવ કરી શકાય, જે દેહે સચ્ચિદાનન્દની અનુભૂતિ થઈ શકે તે દેહને—ફક્ત સો વર્ષ ટકતા દેહને—ભોગાદિમાં નીચોવી નાંખવો—અક્કલ નથી લાગતી! આથી જેણે જીવનનો સર્વોચ્ચ ઉપયોગ કરવો હોય તેણે ભગવાનનો આ ઉપદેશ હૃદયમાં સંઘરી રાખવો ઘટે.

આથી જ ભગવાન કહે છેઃ તમામ કાળોમાં મારું સ્મરણ કર અને તારું કામ કર. અર્થાત્ જ બાલ્ય, યૌવન કે વૃદ્ધત્વ કોઈપણ કાળમાં માનવે પ્રભુને જ અનુભવી યાદ કરવો અને તેની યાદ સહિત પોતાને ફાળે આવેલાં તમામ કર્તવ્યો કરતાં જવું. મન અને મતિને પ્રભુને શરણે રાખવી. આમ થતાં એવો જીવ જીવનને અંતે પ્રભુને પામશે.

અને જીવવાની જો કળા છે તો મરવાની પણ કળા જ છે! ફાવે તેમ મરવું બરાબર નથી. મોત જ, કેવું જીવ્યા છીએ તેની સાક્ષી આપે છે. ગોદડામાં મરવું, ભોંય પર મરવું—ભોગે મરવું—આ બધું માનવ માટે યોગ્ય નથી. તેણે તો યોગે જ મરવાનો હુંસલો રાખવો ઘટે. અને એકલા હુંસલાએ તો શું થાય? હુંસલા સાથે યત્ન કરવો ઘટે. ભગવાન દયા કરીને, કેવી રીતે મોતને ભેટવું ઘટે તેની એક સુંદર વિધિ બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જીવનભર અભ્યાસ કરનાર મરતી વખતે તે પરમ અને દિવ્ય પરમાત્માનું સ્મરણ કરતો જાય છે. એ દિવ્ય સ્વરૂપ અને અંધારાંથી પર પ્રકાશવામાં પરમાત્માનું અંતિમ ઘડીએ ચિંતન કરવું. ભગવાનના શબ્દો છે કેઃ—

प्रयाणकाले मनसाऽचलेन
भक्त्यायुक्तो योगबलेन चैव
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥

મહાપ્રયાણ કરીએ ત્યારે અચળ મન, પૂર્ણ ભક્તિ અને અખૂટ યોગબળ [illegible] ઘટે. આપણાં વિચારોને સન્મય કરીએ. પ્રાણને ભવાંની વચ્ચે સ્વાધીન

પણે લાવીએ અને એ રીતે શરીરનો ત્યાગ કરીએ. અચળ મન, પૂર્ણ ભક્તિ અને અખૂટ યોગબળ દ્વારા જે પ્રાણનું ઉત્ક્રમણ કરે છે તે દિવ્ય પરમપુરુષ પરમાત્માને જ પામે છે. અને આવું મોત છેલ્લી ઘડીએ એકાએક આવે ખરું? જીવતાંજીવત રોજ મનને અચળ કરવાનો યત્ન ન કરીએ, ભક્તિ-ભાવમાં ન્હાવાનો પ્રયત્ન ન કરીએ, યોગનું બળ મેળવવાનો યત્ન ન કરીએ તો છેવટની પળ કેવી રીતે સચવાય?

અને આ બધી સાધનાનો એકમાત્ર સાર છે રામનું નામ. ખરા હૃદયથી રોજ જો રામનું નામ પોકાર્યું હશે, તો છેલ્લી વેળા ખરા ઉલ્લાસથી રામનું જ નામ હૈયે અને હોઠે આવશે. ગાંધીજીએ એવું કર્યું હતું અને "હે રામ" બોલીને દેહનો ઉત્સર્ગ કર્યો હતો. જીવન રામમય કરીએ એટલે મોતપણ રામમય થાય. જે આવી રીતે જાય તે પરમગતિ પામે. સૌએ મોડાવ્હેલા જવાનું જ છે. આથી સૌ આ પળથી જ કેવી રીતે જવું છે તેનો નિર્ણય કરી લે, અને તેના અમલ માટે પણ આ પળ જ સર્વશ્રેષ્ઠ છે!

અને પરમાત્માને પામવો મુશ્કેલ નથી. એના સિવાયની ચીજો મેળવવામાં જ ભારે જહેમત પડે છે. નોકરી કરતા માનવને સો બસો મેળવતાં મહિનો જાય છે! તકલીફનો પાર રહેતો નથી. અને મેળવે તે પણ ચાર પાંચ દિવસમાં ગુમાવવાને જ. પ્રભુની પ્રાપ્તિ તો એ હિસાબે ઘણી સરળ છે. એક ચિત્તે રોજ, થોડા પણ, પ્રભુને યાદ કરવાની ટેવ જ પાડવાની.

જે આ ટેવ પાડશે તેને માટે પ્રભુપ્રાપ્તિ સુલભ બને છે. યાદ કરવામાં કશી તકલીફ નથી. ફકત જીવતાં જીવતાં, કર્તવ્ય કરતાં કરતાં, ભગવાનનો અનુભવ કરતા જવું. અને આ ખૂબ સહેલું છે. ફકત નજર બદલવાની જ વાર છે. ઘરમાં કે બહાર, જ્યાં હોઈએ ત્યાં-જે કોઈ કર્તવ્ય કરતા હોઈએ ત્યાં, પ્રભુ આપણી સમક્ષ છે જ એમ સમજી પ્રભુ સાથે વર્તીએ છીએ એવું સહૃદયતાથી માની વર્તવું. શાકભાજી લેવા જઈએ તો કાછીઓ અને શાકભાજી પ્રભુ જ છે, સમજી વ્યવહાર કરીએ. ઘરમાં પત્ની કે છોકરા સાથે વર્તીએ ત્યારે પત્ની-પત્ની છે છતાં પ્રભુની પ્રતિકૃતિ છે-બાળકો બાળકો છે છતાં પ્રભુ એ બાળપણમાં રાચે છે એમ સમજી જો વર્તીએ, તો આપણું તમામ વર્તન એક અખંડ અને અભંગ પ્રભુપૂજા જ થઈ રહે. સવારે કે રાતે જે થોડા વખત આપણે ખાસ પ્રભુને પૂજીએ છીએ તે સર્વ પ્રભુપૂજન માટે છે. સવારે જેને ભગવાન યાદ આવ્યો ને તેને બપોર

પછી તેનો ભગવાન યાદ ન રહ્યો, તો જાણજો કે એ પ્રભુપૂજામાં કંઈ ખામી હતી! આમ વર્તતી વખતે આપણે પ્રભુ સાથે જ વર્તી રહ્યા છીએ એમ સમજીશું તો આપણને નિત્ય સમાધિ જ મળશે.

અને પ્રભુને પામીને શું થશે? પૈસા પામીને તો મોજમજા પણ થાય! પણ પરમાત્માને પામીને? તો પ્રભુને પામે તો પુનર્જન્મ રહેતો નથી! અને પુનર્જન્મ જ ન થાય એટલે જન્મમરણના વચલા ગાળામાં આવતી મહામારીઓનો આપમેળે જ છેદ ઉડી જાય! જન્મે તેને કષ્ટ ન જન્મે તેને શું? આથી પ્રભુપ્રાપ્તિમાં સર્વત્ર આનંદ છે. અને પરિણામે મુક્તિ છે. એ સિવાયની સમસ્ત પ્રાપ્તિઓ ક્ષણભંગુર છે. અવરજવરની ધક્કામુકી દેનારી છે, સુખદુઃખના ભેળસેળ ભરેલી છે, શુદ્ધ પ્રાપ્તિ નથી. અને જન્મમરણના ઉપદ્રવો જેનાં શમે તેની જનેતાને ધન્ય. તેના જનકને ધન્ય તેની જન્મભૂમિને ધન્ય! તેની જાતને ધન્ય! આમ પ્રભુપ્રાપ્તિમાં સર્વપ્રાપ્તિ છે. એવો ભગવાનનો અહીં કોલ છે.

આ ઉપરાંત પ્રભુ સિવાયના પંથે પળનારની ધોળી કે કાળી ગતિ થાય છે! પણ આપણે મુમુક્ષુઓને માટે એ ગતિઓ અગત્યની નથી. આપણે રાજમાર્ગ ઉપર શાહૂકારની પેરે ચાલીએ. શાને માટે ગલીકૂંચીઓમાં જઈએ?

આથી પરમાત્માએ સ્વમુખે કહ્યું છે તેમ सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन–યોગ–મારી પ્રાપ્તિરૂપી યોગવાળો થા કેમકે योगी परं स्थानमुपैति चाद्यम्–યોગી આદ્ય પરમ સ્થાનને પામે છે. આ સ્થાન તે પ્રભુનું સાચું સ્વરૂપ.

॥ इति अक्षरब्रह्मयोगः ॥ ८ ॥





## ૯

# રાજવિદ્યારાજગુહ્યયોગ

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આપણે આઠમો અધ્યાય જોયો. નવમા અધ્યાયનું નામ રાજવિદ્યારાજગુહ્યયોગ છે. નામ પ્રમાણે જ એનાં ગુણો છે. વિદ્યાઓમાં, આ અધ્યાયમાં ભગવાન જે વિદ્યા કહેનાર છે તે રાજા છે. ગુહ્ય વસ્તુઓમાં તે રાજગુહ્ય છે. અર્થાત્ જ સૌથી ગુહ્ય છે. પ્રકૃતિનું જ્ઞાન ગુહ્ય છે. આત્માને લગતું જ્ઞાન ગુહ્યતર છે. પણ પ્રભુને લગતી સમજ તો ગુહ્યતમ છે. આ અધ્યાયને પ્રભુની પ્રેમઘેલી અવસ્થા કહી શકાય. જીવજાત માટે સદા પ્રેમઘેલા પરમાત્માએ એમાં એવી તો અદ્‌ભુત, ગુહ્ય અને હિતતમ પ્રિયતમ વાતો કરી છે કે એ વાત કરનાર પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રને આપણે પ્રેમાતુર-પ્રેમઘેલો પ્રેમગાંડો કહી શકીએ. આટલું હૃદય ક્યાંયે ખોલ્યું હશે કે કેમ તે શંકાનો વિષય છે. પરમાત્માનું બધું જ વિપુલ હોય છે. એનાં સમુદ્રનાં પાણી વિપુલ, એના હિમાલયોની માટી-પત્થર વિપુલ, એની રેતીનાં રજો પણ વિપુલ, એના આકાશની સમૃદ્ધિ પણ વિપુલ; અને એનો પ્રેમ પણ વિપુલ! આ અધ્યાય તો સૌએ હૃદયંગત કરવા જેવો, પ્રભુના પ્રેમગાનથી ઉભરતો, દયાથી તરવરતો મહામાંગલ્યથી છલકાતો આ અધ્યાય છે. અર્જુન સમક્ષ, પરમાત્મા, અનુભવ પર અણિશુદ્ધ ઉતરે એવું ગુહ્યગાન કહેવાની પ્રતિજ્ઞા કરે છે. અર્જુન સમક્ષ જ પ્રભુ હૃદય ખોલે છે; કેમકે અર્જુન અસુયાવાળો નથી, અદેખવો નથી. કોઈના ઐશ્વર્યને જોઈને બળે તે અદેખવો. પ્રભુના ઐશ્વર્યને જોઈને જે બળે, તેને ન સાંખી શકે, તેના ઉપર બદનામી ઓઢાડતાં પણ ન હુઠે તે અદેખવો. અદેખાઈ નાસ્તિકતાનું મૂળ છે. પરમાત્માનું અસીમ ઐશ્વર્ય સ્વીકારે તે આસ્તિક. એ સ્વીકારતા જે કચકચ કરે, તોફાન કરે, વ્યર્થ ભસે તે નાસ્તિક. અર્જુન આસ્તિક છે. અને આસ્તિક હોય તેને અધ્યાત્મવિદ્યા જરે. ભગવાન જે જ્ઞાન કહેવાના છે તેનું ફળ છે અશુભમાંથી મુક્તિ. ભગવાન કહે છે કે-અર્જુન! હું તને રાજવિદ્યા રાજગુહ્ય-પવિત્ર, ઉત્તમ, અનુભવમાં આવે એવું, આચરણમાં ઉતારવે સહેલું અને ધર્મ્યજ્ઞાન કહીશ. જેઓ મારા કથેલા જ્ઞાનમાં વિશ્વાસ ન મૂકી શકશે તેઓ મને નહીં પામે. અને આથી મૃત્યુયુક્ત સંસારમાં જ ભમશે. ભગવાનનો આ શાપ નથી, પણ સત્યનું વાચન છે.

તો એ જ્ઞાન કયું? તો પરમાત્મા કહે છે કે અર્જુન! આ બધુંય સ્થાવરજંગમ જગત મેં ફેલાવ્યું છે. હું સૌમાં રહેલો હોઇને, મારો કોઈ ચોક્કસ એક આકાર નથી. છે તો બધા જ આકારો મારાં છે. નહીં તો હું પાણી જેવો-પાત્રાકારે રહેવાના ધર્મવાળો! સૌ પ્રાણીઓ મારામાં રહ્યાં છે, હું તેમનામાં રહ્યો નથી. એટલે કે મને કોઈ પ્રાણી કે વસ્તુમાં "આ મારા છે" એવી સ્હેજે આસક્તિ નથી! અને ભૂતો પણ મારામાં રહ્યાં છે, એ તો તને સમજાવવા પૂરતો કહું છુ, બાકી મારામાં કોઈ નથી! એટલે કે કોઇનામાં મને કોઈપણ પ્રકારની વળગણ નથી. એ જ મોટું યોગૈશ્વર્ય છે. પ્રાણીમાત્રનું ભરણ હું કરું છું, પણ હું કોઇનામાં મમતાવાળો નથી! મારો આત્મા સૌનું ભાવન=પૂજન=અર્ચન કરે છે. મારું સ્વરૂપ સૌનું ભાવન કરે છે. છતાં સામા ભાવનની સ્વપ્ને પણ આશા રાખ્યા વિના હું વર્તું છું. અર્થાત્ જ હે અર્જુન! હું જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરું છું. એ મારું ઐશ્વર્ય છે. છતાં હું એ મહત્કર્મનો અભિમાની નથી. મારું જ્ઞાન પૂર્ણ અનાસક્ત છે. અનાસક્ત જ્ઞાન જ પ્રભુ છે.

દુનિયામાં સૌથી મોટો, ભવ્ય, સત્ય અને કામધેનુ વિચાર જ આ છે કે પરમાત્મા જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું એકમાત્ર કારણ છે. બાકીનાં બધાય વિચારો આ મુખ્ય વિચારનું આડફળ છે. જે પુણ્યશાળી જીવને આ વિચાર તેના ગર્ભમાં રહેલા સમસ્ત અર્થ સહિત હૃદયમાં ઠસી જાય, તેનો આ છેલ્લો જ જન્મ હોય છે. પરમાત્મા જ આ અખિલ વિશ્વની ભાંજઘડ કરે છે એ સમજાતાં સમજવાનું કશું બાકી રહેતું નથી. સમસ્ત વેદો-બધાંય ઉપનિષદો, છએ દર્શનશાસ્ત્રો અને બાકીનું જે બતાવવાનું રહી જતું હોય તે ઉપલા વિચારમાં સમાઇ જાય છે. અને એ વાત ભગવાન અહીં સ્પષ્ટ કરવા ચાહે છે. આટલાં મહાન કર્મ કરતાં છતાં તે તે કર્મો પ્રભુને બાંધી શકતાં નથી. કેમકે તે ઉદાસીન છે. અર્થાત્ જ્ઞાનના સામર્થ્યે અહંતા મમતાથી પર બેઠેલા છે! એની હાજરી માત્રથી એની પ્રકૃતિ અનન્ત કોટિ બ્રહ્માંડની, વ્યવસ્થા કરી શકે છે. આમ પરમાત્મા છે, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે, સર્વતંત્ર સ્વતંત્ર છે, અનન્ત કલ્યાણગુણસંપન્ન છે, સર્વવ્યાપી છે, સૌનો અંતર્યામી છે, કર્મફળનો દાતા છે, સૌ જીવનો એકમાત્ર સાચો સગો છે. આ અને આવા બધાંય વિચારો એમાં આવી જાય છે. જો સમજાય તો જીવ કદિ અહંમમ કરે ખરા? માનવ કરી કરીને શું કરી શકે છે? એનામાં જગતને ઉપજાવવાની પોષવાની કે મારવાની તાકાત નથી! એ નાના-ક્ષુદ્ર લેખાય એવા પાયા ઉપર ઉત્પત્તિ, સ્થિતિ, લય કરી શકે છે; તે તો તેના પરમપિતા પરમાત્માનું, એક વિનોદ

પૂરું પાડે એવું, અનુકરણ જ છે. પ્રભુની પેદા કરેલી માટી અને પત્થરે પાણી અને વૃક્ષથી એ ઘર બાંધે! એનાં આપેલાં નદીનાળાંઓને એ નાથે! એની ભૂમિમાં ખેડી ખાય, પણ જુવાર ચોખા કે શાકભાજી એ ઉગાડી શકતો નથી! "હું કરું, હું કરું" નું અસભ્ય અને ગદ્દુ ગીત એ દિનરાત ગાય છે. કોલાહલ પ્રસરાવે છે! સંતોની સભામાં બેસવાની યોગ્યતા ગુમાવે છે! એના અહં અને મમના કોલાહલનો પાર નથી! જો પ્રભુને, અને તેની મહત્તાને સમજે, તો એ નિરહંકારી-નિર્મમ-શાંત અને વિનમ્ર બની, જીવનમાં શાશ્વત શાંતિ કમાય! પ્રભુનું આ માહાત્મ્ય જે ન જાણે, તેઓના આશા-કર્મ-જ્ઞાન વ્યર્થ થઈ જાય છે. તેમનું મન સદા ખળભળતું રહે છે, અને પરિણામે તેવા જીવો રાક્ષસી અને આસુરી જીવન જીવે છે. પરમાત્માના ઐશ્વર્ય અને અસ્તિનાં જ્યાં સ્વીકાર નથી, ત્યાં જીવનનાં સાચાં મૂલ્યો જ આવતાં નથી. અને આથી ત્યાં રાક્ષસી અને આસુરી એટલે કે ચોરીમય અને ભોગમય જીવનનાં જ કકલાણ હોય છે.

પણ પરમાત્મા કહે છે કે અર્જુન! આ દુનિયા જો રાક્ષસી અને આસુરી જીવોથી ખદબદતી હશે, તો મહાત્માઓથી પણ મંડિત છે. મણિ જેમ શૈલે શૈલે ન સાંપડે, તેમ ઘર ઘર મહાત્મા ન મળે! પણ તેથી જગતમાં કોઈપણ કાળે મહાત્મા હોતા જ નથી એવું નથી! જગત ચાલે છે એ જ બતાવે છે કે તેમાં ખૂણે ખાંચરે પણ સાચા મહાપુરુષો પડ્યા છે. તેમનાં-નહીં કે આસુરી જીવોનાં-પુણ્યે હજી જગત ટકી રહ્યું છે. આવા ભલા જીવો દૈવી સ્વભાવ કેળવે છે. પરમાત્માને જગતની ઉત્પત્તિ વગેરેની લીલા કરનારો જાણે છે અને એ જાણતા હોઈને જ, અનન્ય ચિત્તે પરમાત્માને જ પળ પળ ભજે છે. એટલે કે તેની આજ્ઞાઓનું પાલન કરવા સહૃદય પ્રયત્ન કરે છે. તેવાઓ સતત પ્રભુકીર્તન કરે છે. નમન કરે છે. પ્રભુમય થવાનો પ્રયાસ કરતા રહે છે. કર્મમાત્રને પ્રભુપૂજાનું ફૂલ બનાવે છે. વળી બીજા જ્ઞાનીઓ પણ એકત્વની કે બહુત્વની દૃષ્ટિએ પરમાત્માને સેવે છે. પ્રભુને સેવ્યા વિના તેમનાથી રહેવાતું જ નથી. તેવાઓને માટે પ્રભુ વિશ્વતોમુખ છે. એટલે જ્યાં જુવો ત્યાં-દશે દિશામાં તેઓને સ્થાવરજંગમરૂપે વસેલા પરમાત્માનું દર્શનીય વદનકમળ જ દેખાય છે! ભગવાન કહે છે-અર્જુન! જાણજે-આ સ્થાવર જંગમ જગતનો હું મા-બાપ-દાદો-પોષક છું. અને આ કંઈ નાનીસૂની વાત છે? જગતના માબાપ થવું સ્હેલું નથી જ. બે-ચાર છોકરાંના માબાપ થતાં પણ આપણે કાયર કાયર થઈ જતાં હોઇએ, તો તે માપે પરમાત્માનો હિસાબ કાઢીએ તો તેના અપાર માહાત્મ્યનું ભાન થતાં આપણે સદા ભક્તિ

ભાવાર્દ્ર થઈએ. પરમાત્મા પોતે માબાપ છે; કહેતાં પોતે જ વિવિધરૂપે નામે ગુણે કર્મે સર્વત્ર સ્ફુરી રહેલો છે એ સિદ્ધ કરે છે. કશું અણુ પણ છે, જે તે રૂપ નથી! પરમાત્મા પોતે જ પોતાનો રસ લેવા જગત અને જીવરૂપે વર્તી રહેલા છે. ભગવાનનો લાડીલો નરસિંહ મહેતા સરસ રીતે આ વાત કહે છે કે–"બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે!" આ સૌથી શ્રેષ્ઠ દર્શન છે. આવો છે પરમાત્મા. તેને ન સમજતાં જે યજ્ઞાદિ દ્વારા સ્વર્ગ વગેરેને માટે ફાંફાં મારે છે, તેમને સાથે જ સ્વર્ગ વગેરે તે તે સત્કર્મો દ્વારા મળે જ છે. પણ તેમનું તે મેળવેલું પુણ્ય ઘસાતાં, ફોક થાય છે! માણસ થઈને એવું તે શું મેળવીએ કે જે છેવટે છેહ દે? માણસ થયો તેણે અક્ષય્ય–કદી નાશ ન પામે એવું સુખ મેળવવું જોઈએ. સ્વર્ગ અહીં કરતાં સારું હશે જ. પણ ત્યાંથી પણ જો પાછા અહીં જ આવવાનું હોય તો અહીં છીએ તે વખતે જ એવું મેળવી લઈએ કે ભાવિમાં કશું મેળવવાનું બાકી ન રહે. એમાં જ મતિમાનોની મનીષા છે. બુદ્ધિશાળીઓની બુદ્ધિ છે.

તો એવી પ્રાપ્તિ કઈ? એ પ્રાપ્તિ તે પરમાત્માની જ પ્રાપ્તિ છે. કામનાથી વીંધાયેલા લોકોને એ પ્રાપ્તિ ન થાય. એ માટે તો પરમાત્માનું અનન્યભાવે ચિંતન અને ઉપાસના જ ઉપાય છે. જે કોઈ નિરંતર ભગવદ્ભાવથી યુક્ત થઈને પરમાત્માનું જ ચિન્તન કરે છે પરમાત્મા તેના યોગક્ષેમને વહે છે. યોગક્ષેમનો અર્થ જરા સમજી લેવા જેવો છે. સામાન્ય રીતે યોગ એટલે ન મળેલાંની પ્રાપ્તિ અને ક્ષેમ એટલે મળેલાનું રક્ષણ. મોટે ભાગે લોકો એટલું જ સમજે છે કે ભગવાનનો ભક્ત કદી ભૂખે મરતો નથી. તેની જીવનયાત્રા ચલાવવાનું પ્રભુ સભાળે છે. આ અર્થ તો ખરો જ, પણ એનાથી મોટો અને ભવ્યતર અર્થ બીજો છે. જે અનન્ય ભાવે પ્રભુચિંતન કરે તેને પોતાનો અત્યાર સુધી ન મળેલો–ખોવાયેલો આત્મા પ્રભુકૃપાએ મળે છે. અને એ મળેલો આત્મા એટલે કે આત્મજ્ઞાન અંતકાળે પણ પ્રભુકૃપાએ જળવાઈ રહે છે. અપ્રાપ્ત આત્માની પ્રાપ્તિ અને પ્રાપ્ત આત્માનું રક્ષણ એ મહાન યોગક્ષેમ છે. ભગવાનને ભજે તેને પોતાના આત્માનું સાચું સ્વરૂપ સમજાય છે. તે પહેલાં વચ્ચે નડતા અંતરાયો પ્રભુકૃપાએ દૂર થાય છે. અને તેવો જીવ સંસારમાં રહ્યા છતાં સંસારના આઘાત પ્રત્યાઘાતોથી આકુળવ્યાકુળ થતો નથી. આથી ભજવા જેવો, પ્રાપ્ત કરવા જેવો, સેવવા જેવો તો પ્રભુ જ છે.

પણ આ દુનિયાની માયા એવી છે કે મોટે ભાગે અસલી પરમાત્માને મેળવવાને બદલે લોકો નકલી પરમાત્માને સસ્તામાં શોધે છે. આ નકલી પ્રભુઓ તે જુદા જુદા દેવો છે. તેવા લોકો જુદા જુદા પરમાત્માના

પ્રતિનિધિ જેવા દેવોને વળગે છે. એ ખોટું નથી. પણ પ્રધાન પાસે જો સીધા જવાતું હોય તો પટાવાળાની ખુશામત શાને કરવી? આવી સમજ કોઈ દેવનો ઈન્કાર કરતી નથી, પણ સાથે સાથે પરમદેવને વિસરતી નથી. દેવો પણ પરમાત્માની આપેલી શક્તિએ શક્તિવાળા છે. પરિણામે દેવોને જે પૂજે તે દેવોને પામે. પિતરોને પૂજે તે પિતરોની માલમિલકતનાં વારસદાર થાય. પંચમહાભૂતોને પૂજે તે પંચમહાભૂતોને પામે અને પ્રભુને પૂજે તે પ્રભુને પામે. માનવે વિવેક કરવો ઘટે–કોને પૂજવો તેનો!

ઉપરાંત જનતાને એક વહેમ છે કે બીજા દેવોનું પૂજન સરળ છે. પ્રભુનું પૂજન કઠણ છે. આ વ્હેમ જ છે. સાચી વાત એનાથી ઉલટી છે. પરમાત્માની ભક્તિ જ સ્હેલી છે. ઇતર દેવોની ભક્તિ ભારી છે. પરમાત્મા પદાર્થોથી પ્રસન્ન થતો નથી. પદાર્થમાત્ર તેનાં જ બનાવેલા હોઈને, તે પદાર્થો તેને આપીએ તેમાં કંઈ પ્રભુ રાજી થતો નથી! એ તો ચોરીનું પ્રાયશ્ચિત્ત પણ હોય. પદાર્થો તો નિમિત્ત. છે કયા અને કેવા ભાવ અને આશયથી પ્રભુને અર્પણ થાય છે તે અગત્યનું છે. દુર્યોધન અને અર્જુનમાંથી પ્રભુ અર્જુનનું આણું સ્વીકારે અને સમ્રાટ દુર્યોધનનાં પકવાન્ન ઈન્કારે ત્યારે પ્રભુ પ્રેમને જુવે છે, પદાર્થને નહીં, એ આપમેળે જ સિદ્ધ થાય છે. આથી પ્રભુને પત્ર પુષ્પ ફળ પાણીથી પણ પ્રસન્ન કરી શકાય છે. અરે કેવળ ભાવાર્પણથી પણ તે રાજી થાય છે! અને ભાવપૂર્વક આપેલું, જો, આપનાર પવિત્ર હોય તો સાક્ષાત્ સ્વીકારે છે. આથી ભગવાન ભાવે રાજી થતા હોઈને, તેની ભક્તિ ભારી નથી. ભાવ જોઈને ભૂધર દોડતો આવે.

આથી પ્રેમવિભોર પરમાત્મા અર્જુન પાસે માનો ભિક્ષા માંગે છે. કહે છે—અર્જુન! સમર્પણયોગી થા. તારાં કર્મમાત્ર મને તું આપ. હું તારી કને ઝોળી ધરીને ઊભો છું. વ્હાલા! મારી ઝોળીમાં તું જે કંઈ કહે તે આપી દે! હું વિશ્વનો નાથ! તારી કને તારાં કર્મની ભિક્ષા માંગું છું. આપ! તારું કલ્યાણ થશે. વામને વિરાટ થવું હોય તો હૈયાંથી બલિદાન દે! જે કંઈ કરે તે પ્રભુને ચરણે ધરવાનું છે એમ સમજી, સત્કર્મ કરી પ્રભુને જે તે કર્મનાં અર્પણ કરે છે— તેના માટે ભગવાન સામું શું કહે છે? ભગવાન કહે છે— વ્હાલા અર્જુન! સમર્પણયોગે તું મને પામશે અને તે પહેલાં કર્મનાં બંધનમાંથી છુટશે. અર્જુન! મારે કોઈ વેરી કે વ્હાલો નથી. પણ જે મને ભાવપૂર્વક કર્મ દ્વારા પૂજે છે તેઓ મારામાં અને હું તેમનામાં રહું છું. એટલે કે એ સમર્પણયોગના પ્રભાવે તેઓ મારામાં છે—

મારામાં જ જીવે છે એમ તેમને સમજાશે. અને હું તેમનામાં છું— તેમની પડખે છું એવો સાક્ષાત્કાર થશે.

અને પ્રેમની માઝા મૂકતાં ભગવાન હવે કહે છે– અર્જુન! કોઈ પાપી પણ કેમ ન હોય! —જો મને એક હૃદયે ભજે તો તે થોડા જ વખતનાં સંતાત્મા થાય છે. કેમકે તેણે હવે રૂડો નિશ્ચય કર્યો છે! એવો જીવ ટૂંક સમયમાં જ ધર્માત્મા થાય છે. અનન્ત શાન્તિ પામે છે. કેમકે હવે તે મને વળગ્યો છે! મારી છાયામાં આવ્યો છે. અર્જુન! મને વળગેલાનાં કાળામાં કાળાં પાપ હું પી જાઉં છું. અમસ્તો હું કૃષ્ણ (કાળો) થયો છું?—મારા પ્રેમી ભક્તોનાં અંતરનાં અંધારા પીને હું કાળો થયો છુ, પણ તેમને મેં ધોળા કરી દીધા છે! પ્યારા અર્જુન! જા. મારે નામે ઢંઢેરો પીટાવ કે કનૈયાનાં ભક્ત કદી નાશ નહીં પામે! અને આ શબ્દ કોઈ દેવકીનો જાયો નથી બોલતો, પરમ સત્યસ્વરૂપ પરમાત્મા જ બોલી રહ્યો છે. પાપ મોટાં નથી. પાપમાંથી તારનારા એ પ્રભુની દયા મોટી છે! ભગવાનની તાકાત આગળ પ્રાણીઓની પાપ કરવાની શક્તિ નહીંવત્ છે! આથી ગયા વીત્યા સૌ જીવોનો એકમાત્ર આધાર પરમાત્મા છે. એને ખોળે બેસે તેનું કલ્યાણ જ છે! જો પાપીઓ પણ પ્રભુના આધારે તરી જતા હોય તો પછી પુણ્યાત્માઓનું તો પૂછવું જ શું? અર્જુન! માનવનાં માપે મારી દયા ન માપીશ! તારા માપ તારા ઐશ્વર્યની પેરે નાનાં છે. છીંછરાં છે. અશ્રદ્ધેય છે. પ્રભુની દયા માપવાનો માપગજ તો પ્રબુદ્ધાત્માઓને જ હોય છે. આથી અર્જુન! અનિત્ય અને અસુખથી ભરેલા દેહને પ્રાપ્ત કરી મને ભજી લે. મારામાં મન મૂક. મારો ભક્ત થા. મારું પૂજન કર. મને નમન કર. પ્યારા મારે શરણે આવ. બાકીનું હું સંભાળી લઈશ. જે સત્યનું શરણું સ્વીકારે તેને સત્ય જ ઉદ્ધરે અને પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર સત્ય સ્વરૂપ છે. અહીં આપણી ગીતાયાત્રા પણ પ્રભુકૃપાએ અરધી પૂરી થાય છે.

। इति राजविद्याराजगुह्ययोगः ॥ ९ ॥



ૐ

૧૦

# વિભૂતિ યોગ

પરમાત્માની કરુણાથી નવમો અધ્યાય પૂર્ણ થયો. ભક્તિ એટલે પ્રેમ અને તેમાંથી અનિવાર્યપણે જન્મતી પ્રેમપાત્રની નિષ્કામભાવે સેવા. આથી ભક્તિ પ્રેમપાત્રના માહાત્મ્યના ભાન વિના કદી ટકતી નથી. આથી જેને ચાહવો હોય તેની મોટાઈનું ભાન સદા અંતરમાં જાગૃત હોવું ઘટે! માહાત્મ્ય જ્ઞાન વિનાની પ્રીતિ વ્યભિચારી બને તો નવાઈ નહીં! આથી ભગવાન અર્જુનના પ્રશ્નની રાહ જોયા વિના જ પ્રીતિની પેદાશ માટે, પ્રગટેલી પ્રીતિની સ્થિરતા માટે અને સ્થિર પ્રીતિના ફ્લાન્ત વિકાસ માટે, પોતાનું પરમ વચન કહેવાની પ્રતિજ્ઞા કરે છે કે હે અર્જુન! હું તારો હિતૈષી છું. તને મારા ઉપર પ્રીતિ છે. તું મારા વચનથી પ્રસન્ન થાય છે. તો હવે તને મારૂં પરમ વચન કહું છું તે તું સાંભળ અને આ પરમ વચન એ જ વિભૂતિયોગ છે–તેની પ્રસ્તાવના છે. ભગવાન કહે છે–અર્જુન! મારી પરમ શક્તિને નથી તો દેવો જાણતા, નથી તો મહર્ષિ જાણતા! કેમકે દેવો અને મહર્ષિઓનો સરજનારો પણ હું છું. તો પિતાની શક્તિ જેમ પુત્ર, તેમ મારી શક્તિ તે દેવો કે મહર્ષિઓ કેવી રીતે પૂરી પીછાને? જે કોઈ મને અજન્મા, અનાદિ અને સ્થાવરજંગમ વિશ્વના મહાન ઇશ્વર તરીકે જાણે છે તે મોહથી પર થાય છે અને સમસ્ત પાપોમાંથી છૂટે છે.

અને આટલું કહી પરમાત્મા પોતાની વિભૂતિ અને યોગ ઐશ્વર્યનો પરિચય દેતાં કહે છે–અર્જુન! બુદ્ધિ, જ્ઞાન, અમૂઢતા, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ભવ, અભાવ, ભય અને અભય, અહિંસા, સમતા તુષ્ટિ, તપ, દાન, યશ અને અપયશ આ અને આવા સમસ્ત ભાતભાતનાં ભાવો પ્રાણીઓમાં મારે લીધે–મારા દ્વારા થાય છે! કેવડી મોટી શોધ! પ્રાણીમાત્રના અંતરમાં પ્રતિક્ષણ ઉદ્‌ભવતી વૃત્તિઓ અને ભાવો પરમાત્મા સ્ફુરાવે છે. અર્થાત્ જ તે તે પ્રાણીઓનાં અંતરમાં અંતર્યામી તરીકે વસતો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્મા તે તે પ્રાણીઓનાં કર્માનુસાર તે સૌનાં જુદા જુદા ભાવો એકી વખતે અનન્ત સ્થળે પ્રગટાવે છે! પરમાત્માની આ જ ઇશ્વરતાની સાબિતી છે! આખી દુનિયા પ્રભુના આંતર નિયમને પૂતળાંની માફક વર્તી રહી છે! એવું એક પણ પ્રાણી નથી, પદાર્થ નથી,

જે આ પરમ મહાન અંતર્યામીની પકડમાંથી બહાર હોય! કર્માનુસાર સૌને એકી વખતે જુદા જુદા આંતરભાવ અને તે દ્વારા વર્તન સ્ફુરાવતા પરમાત્મા, સાચી રીતે સમજાઈ જતાં, શરણું લેવા જેવા જણાશે. અનંતકોટિ બ્રહ્માંડને અંતરમાં વસીને નિયમન કરતો પરમાત્મા જ્ઞાનશક્તિ અને અનન્ત કલ્યાણ ગુણની પરિપૂર્ણ પ્રતિમા સમજાશે! આટલી વાત અંતરમાં ઠરી તો તેવાનું જીવન જુદો જ વળાંક લેશે. તે પોતાની જાતને પરમાત્માની વાહકમાત્ર માનશે. તેની મંગળ ઈચ્છાનું નિમિત્તમાત્ર જાણશે. કદી સ્વપ્ને પણ અહંભાવને નહીં અડશે. કઠપૂતળી પોતે જ છે. પરમાત્મા તેનો ચલાવનારો છે એ સમજી સર્વભાવે પ્રભુશરણે પળશે. સ્વયમેવ તે પ્રભુનો થઈને વતશે, એમાં કોઈ સંશય નથી! જે કોઈ પરમાત્માની આ વિભૂતિ અને યોગ ઐશ્વર્ય જાણશે તેને જીવનમાં ફાયદો એ કે તે પરમાત્મામા અવિકમ્પ નિષ્ઠા પામશે. અને આ નાનોસૂનો ફાયદો નથી. સંસારમાં આપણી યોગમય પ્રતિષ્ઠા તેમાંથી ઉકળતો થાય અને સૌના મૂળમાં હોનાર પ્રભુમાં આપણી આંતરયોગમય નિષ્ઠા થાય; તો તે મહાપ્રગતિનું લક્ષણ છે. આ યોગમય પ્રભુનિષ્ઠા તેવાના જીવનને કેવી રીતે વળાંક આપે છે તે બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! તેવા જીવોને જીવનમાં પ્રેરણા આપનારું ભાન થાય છે કે હું પરમાત્મા જ સૌની ઉત્પત્તિનું કારણ છુ અને બધું મારામાંથી જ પ્રવર્તે છે. આ ભાને તેઓ ભાવમય થાય છે, અને ભાવના પરિણામે મને ભજે છે. અને મને ભજવું એટલે?—મારામાં જ તેમનું ચિત્ત રમે છે. અર્થાત્ તેઓ દુનિયાના તમામ પદાર્થોના સંપર્કમાં આવતાં છતાં તેમને મન પદાર્થો એ પદાર્થો રહેતા નથી, પણ પરમાત્માના ફોટાની ફ્રેઇમ તેટલી પદાર્થો લાગે છે. પ્રત્યેક પદાર્થ વહાલાનું ચિત્ર સંઘરતી માનો ફ્રેઈમ છે. આથી પદાર્થો રહેતાં છતાં તેમની કિંમત તેમને મન ફેરવાઈ જાય છે. અને છેવટે તો મને મૂકેલી કિંમતમાં જ વર્તનની બલિહારી છે ને? સ્ત્રી નામના પદાર્થમાં મન જો માતાને જુવે તો તેને પૂજે! તે સિવાયની દૃષ્ટિ હોય તો પરિણામ જુદું જ આવે. ઉપરાંત તેમનાં પ્રાણો પણ મારા મય—ભગવાનમય થાય છે. પ્રાણો એટલે ઇન્દ્રિયો. પોતાની તમામ ઇન્દ્રિયો દ્વારા તેઓ પ્રભુમાં જ રમે છે. કાને શબ્દો સાંભળે તો તેમાં તે પ્રભુનાં જ શબ્દો સાંભળે અને એ જ રીતે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરેમાં તેમની ઇન્દ્રિયો દિવ્યતાનો જ અનુભવ કરે. ઉપરાંત તેવાઓ જ્યારે પરસ્પરને મળે ત્યારે આડીતેડી પંચાત કરતા નથી. પ્રભુને લગતો જ પરસ્પરને બોધ આપે છે. તેમની વાણીનો વિષય પ્રભુ સિવાય બીજો કોઈ હોતો નથી. વળી તેઓની કથા પણ સાંસારિક નથી જ હોતી!

હાડચામના બનેલા માનવની કથામાં તો સાંભળવાનું પણ શું? તેવા ભાગ્યશાળી જીવો પ્રભુમય કથામાં જ રાચે છે! અને આ રીતે તેવા જીવો જીવનભર તુષ્ટ રહીને રમે છે! અસંતુષ્ટ રહીને સંસારીની પેરે રડતા નથી. સંસાર રુદનભૂમિ નથી-રમણભૂમિ છે; જો પ્રભુમાં જાગૃત થાઓ તો!

અને આ રીતે દિનરાત મારામાં જેમની લગની લાગી છે, પ્રેમપૂર્વક જેઓ મને જ ભજે છે-અર્જુન! શું તેમનો પ્રેમ લઇને જ હું બેસી રહું છું કે? ના! માનવ જેવો વામણો માનવ જો કોઇનો ઉપકાર રાખતો નથી, તો હું વિરાટ, માનવનો ઉપકાર કેવી રીતે લઇને જ બેસી રહું? પ્રિય અર્જુન! એવા ભક્તોને હું નિહાલ કરું છું. કેવી રીતે? તો તેઓને હું તે સમજણનો યોગ આપું છું, જેનાથી તેઓ સીધા મારી કને જ આવે છે. સીધી પ્રભુ નજીક જ ગતિ થાય અને આડીતેડી ગલીકૂચીમાં ન અટવાવું પડે એ પરમાત્માનો નાનોસૂનો અનુગ્રહ છે? બાકી મોટે ભાગે ચોર્યાસીના ફેરામાં જ ઘાંચીના બળદની પેરે, જીવ અટવાતો રહે છે. પ્રભુને શોધવા નીકળેલો તે, પદાર્થોમાં જ અટવાઇ જાય છે. પણ આવા પ્રેમી ભક્તોના ઉપર તો પરમાત્માની અનુકંપા વરસે છે. અને પરમાત્માની અનુકંપા એટલે શું? પ્રભુ પ્રસન્ન થાય ત્યારે પદાર્થો તો આપતો હશે જ, કેમકે તેને ત્યાં કશાંની ખોટ નથી. પણ મનગમના પદાર્થો પ્રભુ તરફથી મળે ત્યારે એ પરમાત્માની અનુકંપા જ છે; એમ માનવાની ઉતાવળ ન કરવી ઘટે. પરમાત્મા જેના ઉપર પોતાની અનુકંપા વરસાવે છે તેનાં હૃદયમાં સાચી સમજનો-જ્ઞાનનો ચિરાગ સળગાવે છે. અને એ જ્ઞાનના ચિરાગની મહાપ્રભાએ સૂરજચાંદનાં અજવાળાંએ પણ ન ફીટે એવાં અજ્ઞાનનાં અંધારાં ઓસરે છે. બસ. અંતરમાં બેઠેલો પરમાત્મા જ્યારે જીવની ભાવભક્તિથી ખુશ થાય છે ત્યારે હૃદયનાં અંધારાં ફેડે છે. આંતરરોશનીથી ઉપરથી પ્રભુનો પ્રસાદ મપાય. કેવળ પદાર્થોના ઢગલાની પ્રાપ્તિથી નહીં! આમ પરમાત્માની અનુકંપાએ અજ્ઞાનનાં તિમિર ભાગતાં હોઇને તે સદા મેળવવા જેવી છે.

અને પરમાત્માની આ વાણી સાંભળી અર્જુન પ્રાર્થનામય થઈ ગયો! પોતાની સાથે સુહૃદની માફક વર્તતા કૃષ્ણચંદ્ર કોઈ કેવળ દેવકીનન્દન જ નથી પણ પરમાત્મા જાતે તે સ્વરૂપે ઊભા છે તેનું ભાન થયું! જ્યાં સુધી માહાત્મ્યભાન નથી થયું ત્યાં સુધી જ માનવ અક્કડ રહી શકે છે. પરમાત્માના માહાત્મ્યનું ભાવભર્યું ભાન થતાં તરત તે નમ્ર થઈ સ્વયમેવ પ્રભુની પ્રાર્થના કરતો થઇ જાય છે! અર્જુનનું એવું જ બને છે. તે કહે છે- ભગવન્! આપ પરબ્રહ્મ છો. પરમધામ છો. પરમ પવિત્ર છો. ઘટઘટમાં

વ્યાપેલા છો. આપ સદાકાળ હોનારા છો. આદિદેવ અજન્મા વિભુ છો. ભગવન્! ઋષિમુનિઓનો આજ અભિપ્રાય છે. આપ શ્રીમુખે પણ એ જ કહો છો! આપ કહી રહ્યા છો તે સત્ય છે એમ મને સમજાય છે. ભગવન્! આપનાં આ સમસ્ત ચરાચર રૂપે પ્રાકટ્યને અને રમણને દેવો કે દાનવો કે માનવો કોણ જાણી શકે? ભગવન્! આપ જ આપને આપમેળે જાણો છો. આપ ભૂતોનું ભાવન કરનારા છો. ઈશ છો. દેવોનાં દેવ અને જગતનાં પતિ છો. મહાત્મન્! જે વિભૂતિઓ દ્વારા આ લોકને વ્યાપીને આપ વર્તી રહ્યા છો, તે આપની દિવ્ય વિભૂતિઓને હું સંપૂર્ણપણે જાણવા ચાહું છું. આપ કહો. મારે આપનું સદા ચિન્તન કરવું છે તો આપને હું કયાં કયાં રૂપે ચિન્તવું? કયા કયા ભાવોમાં હું આપનું અનુસંધાન કરું? આપના યોગ અને વિભૂતિનાં વિસ્તારે વર્ણન કરો. ભગવન્! વારવાર કરો. આ અમૃત સાંભળતા મને તૃપ્તિ નથી. મારો આત્મા ધરાતો નથી! અર્જુનની આ પ્રાર્થના મંગળમય છે. પ્રેમ કરવો છે ને? તો પ્રેમના તો સર્વત્ર અનુસંધાન થવાં જોઈએ. અહીં પ્રેમપાત્ર પરમાત્મા છે. તેનાં સર્વત્ર અનુસંધાન થાય તો જ પ્રેમકર્તા જીવ કૃતાર્થ થાય! પ્રેમનું તત્ત્વ જ એવું છે. જેને સાચો પ્રેમ થાય તે ક્રિયા માત્રમાં પ્રેમની જ તૃપ્તિ ચાહે છે; પ્રેમીને જ જુવે છે. તેને માટે તો પેલા કવિએ કહ્યું છે તેમ "જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની." અર્જુનનો આત્મા હવે પ્રેમમાં રંગાતો જાય છે. એટલે પળપળ પ્રેમી પ્રભુનાં હૃદયથી અનુસંધાન ઝંખે છે. પ્રેમપાત્રનાં દર્શન ન થતાં હોય, પ્રેમ પળપળ તેને માટે તરફડતો હોય ત્યારે પ્રેમપાત્રનાં એંધાણે પણ તેને ટાઢક વળે. પરમાત્માના વિયોગમાં જીવમાત્ર તરફડે છે. અને પરદેશમાં વસતો પ્રિય જેમ સ્વજનના વિનોદને માટે પોતાની કોઈ એંધાણી મોકલે તો સ્વજનોને હૈયે સ્હેજ ટાઢક વળે છે; તેમ પોતાનાં વિયોગમાં જીવને રાહત દેવા ભગવાને પોતાની વિભૂતિઓને જગતમાં રમતી મૂકી છે. વિયોગકાળે પ્રિયતમનાં સ્મરણ થાય અને હૃદય વિનોદમાં રમે માટે આજુબાજુનું જગત સરજાયું છે! વિભૂતિ પ્રભુની યાદ માટે છે. અને આખું વિશ્વ જ પ્રભુનું સ્મારક છે! કયો પદાર્થ ઝીણવટથી અને સાચી નજરે જોયો હોય તો પ્રભુનું સ્મરણ નથી કરાવતો? અણુમાં પણ તે મહા કળાકારની ચાતુરીનો પાર નથી. આપણી દૃષ્ટિનાં ઉત્કર્ષ માટે, અર્જુન માટે, પરિશુદ્ધિ માટે, ઊર્ધ્વીકરણ માટે, સમીકરણ અને સમ્યક્‌કરણ માટે વિભૂતિયોગ છે. પથ્થરમાં પથ્થર જોવો એ તો પ્રાકૃત દૃષ્ટિ છે! પથ્થરમાં કોઈનાં પ્રાણ લેવાની શક્તિ જોવી —એ વિકૃત દૃષ્ટિ છે. પણ પથ્થરમાં પ્રભુ જોવો એ સંસ્કૃત દૃષ્ટિ છે. અને

છેવટે તો જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ દેખાશે. કામી માણસને પદાર્થમાત્રમાં પોતાનો ભોગ જ દેખાશે. વિરાગીને વસ્તુમાત્રમાં વિશ્વપતિનો વાસ દેખાશે. જેને સૌમાં વિશ્વપતિ દેખાયો તે જીત્યો. જેને તે સિવાયનું કંઈપણ દેખાયું તે હાર્યો. વિભૂતિયોગ આમ દૃષ્ટિની ક્રાંતિ અને સ્વચ્છતા આપનારો છે. આપણને સાચું સમજાવી આપણા કલ્યાણનો દોહનારો છે. આપણી પ્રભુપ્રીતિને તે પોષનારો છે. આમ અર્જુન જ્યારે ભગવાનને પોતાની વિભૂતિઓ કહેવા કહે છે ત્યારે એનો અર્થ શું છે તે સ્પષ્ટ થશે.

અને અહીં તો પૂછાતાં જ વાર! તરત જ પરમાત્માએ અર્જુનને અભિનન્દનપૂર્વક વધાવી લીધો. કહેવા લાગ્યા—પ્યારા અર્જુન! મારી દિવ્ય વિભૂતિઓ હું તને કહીશ. મુખ્ય મુખ્ય વિભૂતિઓ તરફ જ આંગળી ચીંધીશ. કેમકે મારી અનન્તતાનો કોઇ પાર નથી. પૃથ્વી જેવડું પાનું હોય. હિમાલય જેટલી શાહી સમુદ્રના પાત્રમાં હોય, કલ્પતરૂની કલમ હોય, સરસ્વતી સ્વયં લખતી હોય અને કલ્પના અંત સુધી લખ્યા કરે તો પણ મારી વિભૂતિઓનો પાર નથી! આમ કહી પરમાત્મા પોતાની સૌથી મહાન વિભૂતિનો ખ્યાલ આપતાં કહે છે કે અર્જુન! પ્રાણીમાત્રનાં હૃદયમાં બેઠેલો આત્મા હું છું! આટલું એક જ અંતરમાં સમજાય તો? ચોવીસે કલાક વર્તમાન પરમાત્માને યાદ કરીને જો આપણે પરસ્પર વર્તતા હોઈએ તો? નરકાગાર બની ગયેલું જગત વૈકુંઠાગાર નહીં બને? આપણે પ્રભુનાં બોલ સાંભળીએ છીએ છતાં સાંભળતા નથી! આ અને આવી અસંખ્ય વિભૂતિઓનો પરમાત્મા ઉલ્લેખ કરે છે. આપણે એની પાછળની દૃષ્ટિને સમજી લઈએ. એવું એકપણ પરમાણુ નથી જે પ્રભુ વિનાનું હોય. આખી સ્થાવર જંગમ સૃષ્ટિ પરમાત્માનો વ્હાલવિહાર છે! આપણાં હૈયામાં જો આ સાચી દૃષ્ટિ ઠરે તો સર્વત્ર આપણને પ્રભુની જ દૃષ્ટિ મળશે. વેદનો ઋષિ પણ આવો અનુભવ કરતાં પ્રભુની તારીફ કરે છે, કે હે પરમાત્મન્! તું પુરોહિત છે. એટલે કે જ્યાં જ્યાં જોઉં ત્યાં તું સામો ને સામો ઊભો છે! આ દૃષ્ટિનું કાવ્ય સમજાશે એટલે બાકીનો વિભૂતિયોગ આત્માનું મહાકાવ્ય લાગશે. નક્ષત્રોમાં હું ચન્દ્ર છું એમ જ્યારે પરમાત્મા કહે છે ત્યારે કેનેડી અને ક્રુશ્ચવની ચન્દ્રમાં જઇ પહોંચવાની આડોડાઈ ઉપર પ્રભુ મૂંગું હસતો નથી શું? ઇન્દ્રિયોમાં હું મન છું એમ કહે છે ત્યારે મનની સામેની આપણી ફરિયાદો નાપાયાદાર છે એ સિદ્ધ નથી થતું શું? ઉપરાંત પરમાત્માની મધુરતમ વાણી કહે છે—સરોવરોમાં હું સાગર છું, યજ્ઞોમાં જપયજ્ઞ છું, સ્થાવરોમાં હિમાલય છું, સિદ્ધોમાં કપિલમુનિ છું, ત્યારે હૈયાને કેવી ટાઢક થાય છે!

સંયમ કરનારાઓમાં હું યમ છું, ગણત્રીઓમાં હું કાળ છું, મૃગોમાં હું મૃગેન્દ્ર છું અને સ્રોતોમાં હું જાહ્નવી છું, ત્યારે પરમાત્માનું કેવું ભીમકાન્ત સૌંદર્ય આપણા હૃદયમાં પ્રત્યક્ષ થાય છે? વિદ્યાઓમાં હું હું અધ્યાત્મવિદ્યા છું, અક્ષરોમાં અકાર હું છું, અને સમાસોમાં હું દ્વંદ્વ સમાસ છું; એમ જ્યારે પ્રભુ કહે છે ત્યારે કેવો મનોહર લાગે છે! યાદવોમાં હું કૃષ્ણ છું, પાંડવોમાં હું અર્જુન છું અને મુનિઓમાં હું વ્યાસ છું એમ કહે છે ત્યારે તો તેનો કહેનારો સમાધિની પરમદશામા ગરકી ગયેલો દેખાય છે! આમ પરમાત્માની વિભૂતિઓનો પાર નથી. આપણી દૃષ્ટિ ખૂલે અને ખીલે એટલી જ વાર છે. બાકી પરમાત્મા તો ચારે બાજુ ચોવીસે કલાક પડયો પાથર્યો વિલસી જ રહ્યો છે. ભગવાન વિનાનું ચરાચરમાં કશું હોઇ શકતું નથી! આથી જ જ્યાં જ્યાં વિભૂતિ, શ્રી કે શક્તિ જોવામાં આવે ત્યાં પ્રભુનો તે અંશ પ્રકટયો છે એમ જાણવું અને પછી તો છેવટે ભગવાન અર્જુન સમક્ષ માનો તેને દબડાવતો હોય એમ કહે છે કે અર્જુન! તું કેટલું જાણવા ચાહે છે? જો! આ આખુંય ચરાચર બ્રહ્માંડ મારાં ઐશ્વર્યની એક અણુ જેવડી કાંકરી પણ પૂરી નથી! મારા આનન્ત્યનો તને કેવી રીતે ખ્યાલ દઉં! અર્જુન! આથી જ્યાં જ્યાં બ્રહ્માંડ ત્યાં ત્યાં મેં જ તેને ઉપસાવ્યું છે એમ જાણ. સ્થાવર જંગમને મેં જ મારામાં જ ઉપસાવ્યું છે. અને અહીં વિભૂતિયોગ પૂરો થાય છે.

॥ इति विभूतियोगः ॥ १० ॥



ૐ

# ૧૧
# વિશ્વરૂપદર્શનયોગ

પરમાત્માની અનુકંપાથી ભક્તિ માટેની પૂર્વભૂમિકારૂપ વિભૂતિયોગ પરમાત્માના માહાત્મ્ય જ્ઞાનનો અધ્યાય આપણે ચર્ચ્યો. અર્જુનની નવાઈનો પાર ન રહ્યો. એ એક રીતે આશ્ચર્યમાં ડૂબી ગયો. એની સાથે જ જીવન ખેલતા કૃષ્ણચંદ્ર–શું એઓ જે કહી રહ્યા છે તેવા સાચે જ છે? આ કંઈ જાદુ જેવું તો નથી? કોઈક ક્ષણની કવિતા માત્ર તો નથી? સત્ય ખૂબ અદ્‌ભુત હોય છે! દુનિયાની કરોડો નવલકથા કરતાં પણ સત્યનું ચરિત્ર અદ્‌ભુતતમ હોય છે! દાખલા તરીકે દરેક જીવ પરમાત્મા જ છે–આ દેખાતું ગપ્પું પણ હકીકતમાં સત્ય જ્યારે સમજાય ત્યારે જીવને કેટલી નવાઈ લાગે? કેટલી અદ્‌ભુતતા લાગે? કેવું આશ્ચર્ય લાગે? અને આથી સત્ય પરમ અદ્‌ભુત છે! અર્જુનના હૃદયમાં એની પ્રતીતિ ન થઈ અને છતા પ્રતીતિ થઈ પણ છે! આવી કોઈ અદ્‌ભુત હૃદયદશામાં અર્જુન પરમાત્માને આર્જવભરી વિનંતિ કરે છે કે–ભગવન્! આપનો મારા ઉપર અમાપ અનુગ્રહ છે. કેમકે આપે મને ગુહ્યતમ અધ્યાત્મ જ્ઞાનની લ્હાણી કરી! દુનિયામાં સાચું જ્ઞાન દેનાર કરતાં મોટો કોઈ ઉપકારક નથી. સો માબાપ કરતાં પણ આ દૃષ્ટિએ સાચું જ્ઞાન દેનારો મોટો. તો ભગવન્! આપની વાણીથી મારો મોહ ઓગળતો જાય છે. હે ભગવન્! જગતની ઉત્પત્તિ સ્થિતિ લયનાં આપ એકમાત્ર કરનારા છો, એવું આપનું અવ્યય માહાત્મ્ય પણ સુણ્યું! પણ હે પરમેશ! કાન કરતાં આંખ વધારે શ્રદ્ધેય! કાને સાંભળેલું જ્યાં સુધી આંખે ચઢે નહીં ત્યાં સુધી પૂરી શ્રદ્ધા બેસતી નથી. આપ કહો છો તે હું માનું છું. પણ જાણે જો મારી યોગ્યતા હોય તો હું આપને એવા સાક્ષાત્ નજરે ભાળું! પરમાત્મન્! આપ જ વિશ્વરૂપે વિલસી રહ્યા છો, તો મને આપનાં વિશ્વરૂપદર્શન દઈ, નિઃશંક કરો. મારે તમને ચાહવા છે, સેવવા છે, ભજવા છે, તો હવે પૂર્ણ પ્રતીતિ દઇને આ શંકા ઉપર અનુગ્રહ કરો! હે યોગેશ્વર! આપના અવ્યય આત્માનાં દર્શન દઈ કૃતાર્થ કરો!

અને અર્જુનની પ્રાર્થનાનો પ્રભુએ તત્કાળ સ્વીકાર કર્યો! ગુરુદેવની આ ઠેકાણે જ કસોટી અને બલિહારી! શિષ્યને નિઃશંક કરવાની તેનામાં પૂરી શક્તિ જોઇએ જ! જે બોલે તેવું કરી બતાવે અને તે દ્વારા

શિષ્યના આત્મામાં જીવતી જાગતી શ્રદ્ધા રોપે તે ગુરુ. અને આ તો કોઈ કેવળ માનવગુરુ ન હતા! માનવશરીરમાં જગદ્દગુરુનો વાસ હતો! શિષ્યની શંકા થતાં તરત જ અનુકંપામય ભગવાને મધુરસુરમાં વિના વિલંબ કહ્યું—પશ્ય મે પાર્થ રૂપાણિ શતશોऽથ સહસ્રશઃ— પાર્થ! જો મારાં હજારો અને લાખો રૂપો. પૂર્વે ન જોયેલાં આશ્ચર્યો નિહાળ. વ્હાલા! આ એકમાં સચરાચર જગતને જો તારી ઈચ્છા હોય તે મારામાં જો! તારી ચર્મચક્ષુની મહેફીલ હો! પણ વ્હાલા! કેવળ ચર્મચક્ષુથી તને એ નહીં દેખાય! હું તને દિવ્ય દૃષ્ટિનાં દાન કરું છું. લે-જો મારું યોગૈશ્વર્ય!

અને અહો દયામય યદુનન્દની અપાર કરુણા! પ્રિય શિષ્યને પરમાત્માએ દિવ્ય દૃષ્ટિનાં દાન દીધા! અર્થાત્ જ તેની દૃષ્ટિનાં—સમજનાં મેલોને પોતાના અનુગ્રહમય શિવધ્યાને ધોઈ નાંખ્યાં! કનૈયા કરતાં કોણ વધુ કૃપાળુ? ગુરુના શિવતમ આશિષે અર્જુનનું હૃદય કેવળ સમાધિમય થયું. અને શું જોયું? મહાયોગેશ્વરનો દૃષ્ટિપાત થતાં તો અર્જુન સમગ્ર જ્યાં જ્યાં જુવે ત્યાં ત્યાં પ્રભુ હી પ્રભુ દેખાવા લાગ્યા! ના. બધું જ પ્રભુ છે એવું સુસ્પષ્ટ જણાવા લાગ્યું. સમસ્ત આશ્ચર્યોના ભંડારરૂપ કૃપાળુ યદુનન્દન સમસ્ત નામરૂપે હૃદયમાં જણાવા લાગ્યા! પરમાત્માનું યથાર્થ દર્શન થયું! અહો અર્જુનનાં ભાગ્ય! અદેખાઈ જ થાય તો અર્જુનની થજો. બલિરાજાની થજો. પ્રેમપ્રસન્ન પરમાત્માએ વિશ્વરૂપે દર્શન દેવાનું આ પુણ્યશાળી જીવોને સદ્‌ભાગ્ય દીધું! અહો કરુણા!

અને ભાગ્યવાન અર્જુને ત્યાં શું જોયું? દેવોનાં દેવ પરમાત્માના શરીરમાં સમસ્ત વિશ્વને અનેક રીતે વિભક્ત થઈને વર્તતું જોયું! અને એ દર્શને અર્જુનના સારા શરીરે રોમાંચ થયો! વિસ્મયોની પરંપરામાં એ ડૂબી ગયો. યદુનન્દન-કનૈયો-મોરલી વગાડતો અને જગતને રમાડતો કનૈયો તો કોણ જાણે ક્યાંયે ડૂબી ગયો—અદૃશ્ય થઈ ગયો. હવે જે દેખાય છે તે અનન્ત અપાર અગાધ દેશકાળનાં પણ જ્યાં પત્તા નથી એવું વિશ્વરૂપ! અને અર્જુનનો અહંકાર, કાચની માફક, આકની માફક તૂટીને ખલાસ થઇ ગયો. ગાંડીવનો ટંકાર કરવાનો જેને હુંકાર સતાવતો હતો તે અર્જુન અત્યારે પાણી પાણી થઈ ગયો! તેના હૃદયમાંથી પ્રેમાશ્રુની નમ્રતા જન્મતાં, અશ્રુની ધારા વહી રહી હતી! વિનમ્રતાનું સર્વશ્રેષ્ઠ સૌંદર્ય અર્જુન ઉપર ઓપી રહ્યું હતું! દુનિયામાં કન્દર્પ કરતાં પણ વધારે સુંદર અને આકર્ષક મનોરમતા નમ્રતાની છે! અને અભિમાન ઓગળે એટલે સ્વયમેવ આ ભવ્યદર્શને પરમાત્માની સ્વયમેવ સ્તુતિ થવા લાગી. સ્તુતિ કરવી પડે એ બરાબર નથી. એની મેળે જ થવા માંડવી જોઇએ. અર્જુનથી ભાવભર્યા હૃદયે

ભગવાનની મહામંગલ મનોરમા સ્તુતિ થતી જ જાય છે. કૃતાંજલિ અર્જુન પ્રભુને ઉદ્દેશીને કહેવા લાગ્યો-પરમાત્મન્! આપના દેહમાં દેવોને જોઉં છું. પંચમહાભૂતોના સંધાનને જોઉં છું! બ્રહ્મા અને ઋષિમુનિઓને જોઉં છુ. પરમાત્મન્! તારી અનન્ત શક્તિઓનો રાસ હું પ્રત્યક્ષ જોઉં છું. અનન્ત બ્રહ્માંડોને હું તારાં રોમકૂપમાં તરવર થતાં જોઉં છું. ભગવન્! તારા અપાર અપ્રમેય રૂપને જોઇને હું તો શૂન્ય થઈ જાઉં છું. તમારુ આ રુદ્રતમ સ્વરૂપ જોઇને હું વ્યથિતતમ છું. ભગવન્! આપ ઉગ્ર સ્વરૂપી કોણ છો તે હું સમજી શકતો નથી! આપને જાણવાને ઇચ્છુ છું આપની પ્રવૃત્તિમાં હું મૂંઝાઈ ગયો છું! અર્થાત્ જ માનવની વાણી પરમાત્માના વર્ણને સદાને માટે અસમર્થ છે! વર્ણન કરે કરે તે પણ પરમાત્માનું કેટલું કરી શકે? વિશ્વની એક એક વસ્તુ માનવજાતિની સામુદાયિક બુદ્ધિને પડકારરૂપ છે! એક ફૂલને વર્ણવવાને માટે પણ આપણી પૂરી શક્તિ નથી. ફૂલને ફૂલ કહીએ, પુષ્પ કહીએ, સુમન કહીએ-કે શબ્દકોષનાં તમામ ફૂલવાચક શબ્દો વાપરીએ તો પણ ફૂલ અણજાણ્યું જ રહે છે, અવિજ્ઞેય જ રહે છે! અણુઅણુમાં પરમાત્માના અનન્ત ગુણો અને શક્તિઓ છૂપાયેલાં છે. માનવ જીવનભર વર્ણવતો રહે તો પણ પરમાત્માનો એક પણ તાગ પૂરો વર્ણવાતો નથી! પરમાત્માની સ્તુતિ સદૈવ અધૂરી જ રહે છે. સાકરનો ડુંગર કીડીની મૂછમાં કેટલો આવે? કીડી તો કણે તૃપ્ત થઈ જાય! અને સ્વયં તેમાં ઓગળી જાય! સમુદ્રનો તાગ કાઢવા માટે નીકળતી મીઠાની પૂતળી, તાગ કાઢવા જતાં સ્વયમેવ ઓગળી જાય છે! અને આથી જ ઉપનિષદનો ઋષિ કહે છે કે-**यतो वाचः निवर्तन्ते अप्राप्य मनसा सह !**- પ્રભુ પાસેથી તો મનસહિત વાણી તેને પામ્યા વિના જ પાછી ફરે છે. વિશ્વરૂપનાં દર્શને અર્જુન સ્વયં મુગ્ધ થઈ ગયો! તેની સ્તુતિને પણ અવધી આવી ગઈ! અર્જુનની પૃચ્છાનો જવાબ વાળતાં ભગવાન નિશ્ચલ સત્યની ગંભીર વાણી ઓચરે છે કે:-

અર્જુન! લોકોનો સંહાર કરવા પ્રવૃત્ત થયેલ હું અત્યારે મહાકાળરૂપ છું. લોકોને ગળી જવાને હું અત્યારે પ્રવૃત્ત છું. તુ કે કોઈ પણ ન હશે તો પણ મારું આ કાળભૈરવરૂપ આ સામે ઊભેલાં સૈન્યનો કોળિયો કરી જશે! અર્જુન! ઉઠ! "હું કરું છુ" એ અભિમાન છોડ. કરનારો કરતો જાય છે, તું તો માત્ર નિમિત્ત છે. આ દુનિયાનો પ્રત્યેક પદાર્થ મારી ઇચ્છાનો વાહકમાત્ર છે! અર્જુન! તારાં કે કોઇનાં પણ ટેટ આ જગતમા મિથ્યા છે. અર્જુન! મેં જ બધાને મારી મૂકયાં છે! ઉઠ. મારી મહાયોજનામા નિમિત્ત માત્ર થા. અર્જુન! ઉઠ. લડ. તારું કર્તવ્ય કર વ્યથિત ન થા. ઉઠ.

તું જીતનારો છે! અને ભગવાનની કાળભૈરવ વાણી સુણી અર્જુન કેળનાં પાનની માફક થરથર ધ્રૂજવા લાગ્યો. અને પ્રભુને પ્રણામ કરી પુનઃ ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યો:-

ભગવન્! આપની કીર્તિએ જગત જો ખુશ થતું હોય, અનુરાગ પામતું હોય, અને ભયના માર્યા જો રાક્ષસો દશે દિશામાં ભાગી જતા હોય અને સિદ્ધ પુરુષો જો આપને વંદના કરતા હોય તો રાજેહાજે છે. આપને કેમ ન ગમે? આપ આદિ કર્તા છો. બ્રહ્માથી પણ વડા છો. આપ અનન્ત છો. દેવેશ છો. જગન્નિવાસ છો. અક્ષર છો. સત્ અને અસત્ અને તે બન્નેથી પણ પર છો! આપ પુરાતન છો. આદિદેવ છો. આ વિશ્વનું ભંડારિયું છો! જાણનારા અને જાણવા જેવા પણ આપ જ છો. આપ પરમધામ છો. ભગવન્! આપ જ વિશ્વમાં વર્તી રહ્યા છો! એક સતને શાણાઓ અનેક પ્રકારે વર્તતું કહે છે તે તદ્દન સાચું છે. ભગવન્! હું તો આપની સેવામાં બીજું શું કરી શકું? બધું જ આપનું અને આપ છો. હું તો ફક્ત-**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते** હજાર હજાર વાર આપને વંદન હો. ભગવન! વળી વળીને આપને મારાં વંદન હો. આગળ નમન હો, પાછળ નમન હો. ઉપર નીચે બહાર અંદર નિરન્તર આપને વારંવાર લળીને પ્રણામ હો!

ભગવન્! મેં તો આપને સખા માન્યા હતા! અને એ માન્યતાએ પ્રેરાઈને અત્યાર સુધી તમને હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એમ સંબોધ્યા હતા! મને થી ખબર કે આપ સર્વજ્ઞ અને સર્વશકિતમાન પ્રભુ હશો? તમારો આ મહિમા મને અણજાણ્યો હતો! અગર તો મેં આપને પ્રમાદવશ થઈને આ રીતે અવગણ્યા હશે! અગર તો પ્રેમના માર્યા મેં તમારી સાથે તોછડો દુર્વ્યવહાર કર્યો હશે! અરે હાયરે અજ્ઞાન! ભગવન્! મેં આપને કેટકેટલા ઉવેખ્યા? કેટકેટલા અવગણ્યા? કેટકેટલા તિરસ્કાર્યા! મશ્કરીના ભાવે મેં તમને અપમાન્યા! વિહાર કાળે સુતી વખતે કે ભોજન વેળાએ પણ તુંકાર્યા! એકલા હતા ત્યારે અને સૌની સમક્ષ પણ મેં આપને અવગણવામાં બાકી રાખ્યા નથી! ભગવન્! આપ ભગવાન જ છો. હું જીવ જ છું. પરમાત્મન્! બાળકનો અપરાધ ક્ષન્તવ્ય છે. કનૈયા! તારી માફી માંગું છું. સચરાચર જગતના આપ પિતા છો. ગુરુ છો. પૂજ્ય છો. આપનો સમકક્ષ કોઈ નથી, તો આપનાથી અદકો તો હોય જ કોણ?

અને આથી:ભગવન્! અપરાધી હું તમારી સમક્ષ મારી કાયા પાથરું છું. પ્રણામ કરું છું. દંડવત્ થાઉં છું. આથી હે ઈશ! હે તારીફ યોગ્ય!

તમને પ્રસન્ન થવા વિનવું છું! પિતા જેમ પુત્રને, સખો જેમ સખાને, પ્રિય જેમ પ્રિયને, તેમ મને સહી લેવા વિનવું છું. ભગવન્! ન જોયેલું જોયું અને રૂવાં ખડાં થઇ ગયાં છે! વ્હાલા! ભયના માર્યા મન થરથર કાંપી રહ્યું છે! ભગવન્! આપનું આ અનન્ત તેજોમય વિશ્વરૂપ દર્શન-દશાએ નથી સહેવાતું! જાણે તળાવમાં મહાસાગર ઉલટે ને તળાવની પાળ તૂટી જાય; તેવું થાય છે! પ્રસન્ન થા! દેવ! પેલું-પેલું-કિરીટધારી, કુંડળધારી, ચક્રધારી, મંગલમનોહર કાન્ત રૂપ જ બતાવ! આ અલૌકિક તેજઃપુંજ રૂપનો ઉપસંહાર કર! તૂટી જાઉં તે પહેલાં આ રૂપ ખેંચી લે! જીવ! ઓગળી જવા જ સરજાયેલો! તૂટી જવા જ સુદૃઢ થયેલો-છૂટી જવા જ બંધાયેલો!

અને અર્જુનની આ વ્યથા જોઈ દયાળુ મહાકાળરૂપ સ્વરૂપ પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રે કહ્યું-અર્જુન! મારી પ્રસન્ન પળમા મેં મારા આત્મયોગે તને આ તેજોમય વિશ્વમય-અનન્ત અપૂર્વ રૂપ બતાવ્યું છે! તારા પહેલાં ભાગ્યે જ એ કોઈએ જોયું છે! છેવટે તું મ્હારો વ્હાલો છે ને અર્જુન! વેદ-યજ્ઞ-વિદ્યા ક્રિયા કે કોઈ એવાં બીજાં દ્વારા મારું આ ભવ્ય રૂપ જોવું શકય નથી! સિવાય કે પ્રેમ, આ દર્શન અશકય છે. મારું આ ભવ્ય રૂપ જોઈ રખે તને વ્યથા થતી. લે નિર્ભય થા! પ્રસન્ન થા! મારું પૂર્વરૂપ જો

અને આમ કહી પોતાનું અર્જુનને પૂર્વપરિચિતરૂપ પાછું બતાવ્યું. તેના ભયને દૂર કર્યો. તેને દિલાસો દીધો. પરમાત્મા સૌમ્ય સ્વરૂપ બન્યા અને અર્જુનને ટાઢક થઇ. સિદ્ધાન્તની વાત એ છે કે સાન્તમાં રમતા જીવને જો એકાએક અનન્તનાં દર્શન થાય તો તે તેનાથી જીરવાતાં નથી. અદ્વૈતની અનુભૂતિ વહેલી વહેલી પચતી નથી. વિશ્વરૂપદર્શન એ સમાધિનો એક વિરલ અનુભવ છે. સંસારીને પૂર્વ તૈયારી વિના જો એકએક કોઈ સંત કે પરમાત્માની કૃપાથી ક્ષણભર પણ આવો અનુભવ થાય તો તે ગભરાઈ જ ઊઠે! દ્વૈત મરે તેની તે વખતે આવી ચીસ સંભળાય છે. અને દ્વૈતનો પ્રેમ તો ગઈ પળ સુધી હતો! અને આથી અચાનક દ્વૈતનું હૃદય બંધ થઇ જતું હોય જાણે-એવાં એ અનુભવ હોય છે! અને આથી અર્જુન એકરાર કરે છે કે ભગવન્! આપનું આ સૌમ્ય માનવીય રૂપ જોઇને હવે મને જીવમાં જીવ આવ્યો છે. હવે હું સ્વસ્થ થયો છું.

અને મલકાતાં મલકાતાં પરમાત્માએ અધ્યાયનો ઉપસંહાર કરતાં કહ્યું-અર્જુન! તેં મારું જે રૂપ જોયુ એ જોવું દોહ્યલું છે. દેવો પણ આ રૂપની ઝાંખી તલસે છે. પણ વેદ કે તપ કે દાન કે યજ્ઞ, મારાં આ રૂપનાં દર્શન માટે

ઉપાયભૂત નથી! આવાં રૂપે મારું દર્શન કરવું હોય તો ફક્ત એક જ ઉપાય છે અને તે અનન્ય ભક્તિ. અનન્ય-અવ્યભિચારિણી સતી ભક્તિ હશે તો આવે રૂપે મારું જ્ઞાન દર્શન અને મારા એ રૂપમાં પ્રવેશ શકય થશે. તે સિવાય હજાર ઉપાયે પણ મારું આ રૂપ જોવું શકય નથી. અર્થાત્ વિશ્વરૂપે પરમાત્મા જ કોઈ અકળ રીતે વર્તી રહ્યા છે! પોતાનું જ કોઈ અગમ્ય પ્રયોજન સાધી રહ્યા છે. પોતે જ પોતાનામાં પોતાની શક્તિઓનો વિસ્તાર કરી વિહાર કરી રહ્યા છે! રાસ ખેલી રહ્યા છે. આ સમજવું, જાણવું અને તે જ્ઞાનમાં જીવીએ ત્યાં સુધી દૃઢપણે અવિચળપણે સ્થિર રહેવું દોહ્યલું છે. પરમાત્માની કૃપા સિવાય વિશ્વરૂપે વિશ્વનાથ જ વિલસી રહ્યો છે એ સમજાવું અને સમજ અનુસાર જીવાવું શકય નથી! પરમાત્માની અનુકંપાએ જ એ શકય છે.

અને આવું કેવળ સત્ય મધુર વચન કહી પોતાની પ્રાપ્તિ કોને થાય એ દર્શાવતાં પરમાત્મા એક સાધનાની કેડી બતાવતાં ઉપસંહાર કહે છે કે:— હે પાંડવ!

मत्कर्मकृत् मत्परमः मद्भक्तः संगवर्जितः।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव॥

તે માનવ તો મને પામે છે, જે મારે ખાતર કર્મ કરતો હોય. જે મારે પરાયણ હોય, જે સંગ વિનાનો હોય, મારો પ્રેમી હોય અને પ્રાણીમાત્ર સાથે વેરવિહોણો હોય! અર્થાત્ જ જો વ્યક્તિએ પ્રભુપ્રાપ્તિ કરવી હોય તો જે કાંઈ કરે તે પ્રભુને ખાતર કરે, સિવાય કે પરમાત્મા કોઈને જ શરણે ન રહે, પરમાત્માનો સેવક બને. વિકારી કરે એવા સંબંધથી પર રહે અને એકપણ જીવ સાથે આઘે આઘે પણ વેર ન ન રાખે. આ વિશ્વ તો વ્હાલ કરવાની ભૂમિ છે. એમાં આવીને વેર કરે તે આ નન્દનવનને બગાડે છે! વ્હાલ લેવાનું આ માનવજીવન પર્વ છે! સૌ સૌને વ્હાલી રહો— પ્રભુ આ જ જન્મમાં મળશે.

ૐ

# ૧૨
# ભક્તિયોગ

વિશ્વરૂપ દર્શન ગીતાજીનું કાવ્ય છે. ગીતાનું હૃદય છે. વિશ્વરૂપ દર્શનનો અધ્યાય વિશ્વવાઙ્મયમાં અનેક રીતે અજોડ છે! એક મહાકવિનું એ અજોડ કાવ્ય છે. એક મહાન તત્ત્વવેત્તાનું એ અનુપમ દર્શન છે. સર્વશ્રેષ્ઠ જગદ્‌ગુરૂનું એ હૃદયાવલોકન છે. પવિત્ર હૃદયે એ અધ્યાયનો પાઠ પણ માનવને ભવ્ય દર્શનથી સંપન્ન કરે છે અને આપણે એ અધ્યાય યથામતિ–શક્તિ જોયો! વિશ્વરૂપે પ્રભુદર્શનનુ એક જ ફળ આપે અને તે વિશ્વરૂપની સેવા! સેવા એ પ્રેમનો સહજ ધર્મ છે. સેવા વિનાનો પ્રેમ એ કેવળ આડંબર માત્ર છે. પ્રેમ જો પ્રેમપાત્રની સેવામાં ન પરિણમ્યો તો જાણવું કે કયાંક એ મેલો છે. સેવા પ્રેમનું સક્રિય સ્વરૂપ છે! પ્રેમનું પરિણામ જ સેવા છે! મા પ્રેમ કરી જાણે છે, કેમકે તે બચ્ચાંઓની સેવા કરે છે. અને સેવામાં કાંઈ પામવાની આશા તો રાખવાની જ નહીં. સેવા એટલે મફત અને આથી જ અતિ કિમતી! સેવાનો બદલો આપવાની તાકાત એક પરમેશ્વર સિવાય બીજા કોઈમાં હોતી નથી. મોક્ષ એ સેવાની કિંમત છે. સોના–ચાંદી તો તેનું કેવળ એક બાહ્ય વ્યવહારુ પ્રતીકમાત્ર છે! આથી સેવા નિષ્કામભાવે જ થાય. આનો અર્થ એ નથી કે સેવકને કાંઈ મળતું નથી. પણ સેવક ફળ માટે ફાંફાં ન મારે. પણ સેવાનાં ફળ પ્રભુને નક્કી કરવા દે! અર્જુને પરમાત્માના વિશ્વરૂપનાં દર્શન કર્યાં હતાં તેથી હજારો ગણો તેનો પ્રભુપ્રેમ વધી ગયો! પ્રભુના મહામહિમાને તેણે પ્રત્યક્ષ પીછાન્યો. વિશ્વરૂપ પરમાત્માનું વ્યક્ત સ્વરૂપ છે. અત્યાર સુધીમાં પ્રસંગોપાત્ત પ્રભુએ વ્યક્ત અને અવ્યક્ત બંને સ્વરૂપોની પ્રશંસા કરી છે. અર્જુનને માનો ભ્રમ થયો. બેમાંથી કયા સ્વરૂપની સેવાભક્તિ ચડે? તેણે પૂછયું–ભગવન્! આગલા અધ્યાયને અંતે આપે વિશ્વરૂપનાં ભક્તની 'मत्कर्मकृत्' વગેરે વિશેષણો દ્વારા સતતોપાસના દર્શાવી. નવમા અધ્યાયમાં–સાતમા અધ્યાયમાં અવ્યક્ત સ્વરૂપ જ છેવટનું છે, એમ પણ કહ્યું. તો ભગવન્! બેમાં શ્રેષ્ઠ કોણ? સગુણ–નિર્ગુણ, ક્ષર અક્ષર, વ્યક્ત અવ્યક્ત, વગેરે શબ્દો તેટલા જુદા છે, એમનાં અર્થ એક જ છે! આથી સગુણનિર્ગુણની કચકચમાં આપણે ન મૂંઝાઈએ.

ભગવાન અર્જુનની શંકા સાંભળી પુનઃ પ્રેમાર્દ્ર થઈ ગયા. વ્યક્ત અને અવ્યક્ત બન્નેની ઉપાસનાઓ–ભક્તિ–કલ્યાણ કરનારી છે. આથી એ બે

વચ્ચે તકરાર જ નથી. વાત એ છે કે ભગવાને કશું કરવાનું નથી. કરવાનું છે જીવે. આપણે પ્રભુને સેવવાનો છે. પ્રભુ તો ચોવીસે કલાક અને સાઠે ઘડી પ્રાણીમાત્રની સેવા કર્યે જ જાય છે! આથી આપણે નક્કી કરવું ઘટે કે સગુણ અને નિર્ગુણ પરમાત્મા પૈકી કોની સેવાભક્તિ આપણને જચે એવી છે! પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનો સાભિપ્રાય ઉત્તર છે કે વ્હાલા અર્જુન! નિસરણીનાં પગથીઆ પ્રમાણે ચડે તેને પડવાનો ભય ન રહે. દુનિયામાં બધા હનુમાન નથી કે એક ફલાંગે સમુદ્ર કૂદે! માટે ભાગે માનવ વ્યક્ત-વિશ્વરૂપ પરમાત્માની ભકિત માટે જ સર્જાયો છે. એને માટે એ જ સરળ અને કુદરતી છે. ચોવીસે કલાક ગુણોમાં અને આકારમાં રમતો માનવી નિર્ગુણ અને નિરાકારમાં એકાએક રમી શકતો નથી. આથી તેણે જો સરળતાથી પ્રભુપ્રેમ માણવો હોય તો સગુણની–આપણી આજુબાજુ પથરાયેલા વિશ્વરૂપ પરમાત્માની સેવામાં–ભક્તિમાં લાગી જવું જોઈએ. અર્થાત્ આજુબાજુના આપણી આસપાસના વિશ્વની સેવામાં તત્પર થઈ જવું છે. જેને સેવા કરવી છે તેને માટે સેવાનાં ક્ષેત્ર આઘે શોધવા જવું પડે એમ નથી. ચારે કોર સેવા માટે અવકાશ છે. ઘરમાંથી શરૂ કરીએ. વિશ્વમાં વ્યાપેલા પરમાત્મા માબાપમાં, પતિપત્નીમાં, પુત્રપુત્રીમાં, નોકરચાકરોમાં, ઢોર ઢાંખરોમાં, પાડોશીઓમાં છે કે નહીં? પ્રભુરૂપે એ બધાંની સેવામાં ખપી જઈએ તો એ પરમાત્માની પરમ ભક્તિ જ છે. આનો અર્થ એ થયો કે આપણાં સ્વજનો, પરજનો અને ઇતર પ્રાણીઓ સાથેનો વ્યવહાર સીધો ચોક્ખો સરળ કરવો ઘટે. અહીંથી ભક્તિ શરૂ થાય છે. અને કુટુંબથી શરુ થયેલી એ ભક્તિ અને સેવા એમ બંને વિશ્વકુટુંબની સેવામાં પરિણમે છે. ગૃહસ્થાશ્રમ ભક્તિની મહા પાઠશાળા છે. એ ભક્તિ માટેની પ્રયોગશાળા છે. એમાં પૂરો પ્રયોગ કરતાં વિશ્વકુટુંબ ઉપર એને અજમાવતાં "વસુધૈવ કુટુંબકમ્' આવ્યા વિના નહીં રહે. માટે પ્રભુભક્તિ કુટુંબથી શરૂ કરો. સ્વજનો જેટલાં પ્રભુભક્તિમાં કસોટીરૂપ છે તેટલાં પરજનો નથી. પરજનો સાથે તો પળભર પ્રેમભાવના હોય છે. સ્વજનો સાથે જીવનભર. અને આથી જ સ્વજનોને જેણે પ્રભુરૂપે પૂરા ભજ્યાં તેણે સમસ્ત વિશ્વને ચાહ્યાં! આમ ભકિતની શરૂઆત ખૂબ નજીકથી થાય. અને અંતે તે વિશ્વને પોતાની પરિધિમાં લઈ શકે છે. અવ્યક્તની ભકિત દેહાધ્યાસથી પર થનારને માટે છે. અને દેહાધ્યાસથી પર થવું એ લોખંડના ચણા ચાવવા જેવું છે. એ કઠણ માર્ગ છે. સહેલો અને સૌની પહોંચમાં આવે એવો માર્ગ સગુણ ભકિતનો છે. આથી માનવે સગુણથી આરંભ કરી અંતે નિર્ગુણમાં પગ મૂકવો.

અને આથી અર્જુન! તું એક કામ કર. તારાં સમસ્ત કર્મ કરતો જા. અને કરી કરીને મને તેનાં સમર્પણ કરતો જા. મારામાં પરાયણ થા. એક ચિત્તે મને ભજ. મારું ધ્યાન કર. પનિહારીયોગ સાધ. પનિહારીઓ જેમ હાથપગ હલાવતી જાય, વાતો કરતી જાય, રસ્તો કાપતી જાય, પણ તેમનાં મનનો એક ભાગ બેડાં ઉપર જ રાખે-તેમ બધું કરતો રહે-પણ મન મારામાં રાખ. જો આવું કરશે તો હું તારો મૃત્યુયુક્ત સંસાર સાગરમાંથી ઉદ્ધાર કરીશ. મારું આ વ્રત છે. જે કોઈ પોતાનું મન મને પૂર્ણપણે આપી દે છે તેનો ઉદ્ધાર કરવો એવું મારું કુળવ્રત છે. અર્જુન! ગોવર્ધન જ હું ઊંચકી જાણતો નથી-પણ એવા મારામાં મૂકેલા મનવાળા જીવોના જીવનને હું ઊંચકું છું.

આથી અર્જુન! માર્ગ સ્પષ્ટ છે. તારાં મન અને મતિને મારામાં પરોવ એટલે કે વિશ્વરૂપે વર્તી રહેલા મારી સેવામાં તારાં મનમતિનો વિનિયોગ કર. જો આમ કરીશ તો તું વિશ્વરૂપ એવા મારામાં જ તે પછી વસીશ. અને જે સૌના હૈયામાં તેના જેવો ભાગ્યશાળી કોણ? એ તો ગાંધી થવાનો પ્રયોગ-રામચંદ્ર અને કૃષ્ણ થવાનો પ્રયોગ. જેમણે વિશ્વરૂપ પરમાત્માની સદાય સેવા કરી છે તેને વિશ્વરૂપે પોતાના હૃદયમાં આજ સુધી રાખ્યા જ છે!

પણ વિશ્વરૂપની સેવા કરવા જેટલી હૃદયની કે મતિની વિશાળતા કે ચીવટ કે ધારણા ન હોય તો પણ અર્જુન!, વાંધો નથી. તો પછી બીજો માર્ગ છે; અને તે અભ્યાસનો. યમનિયમ વગેરેનો તું અભ્યાસ કર. અર્થાત્ યમનિયમોનો તું દીર્ઘકાળ, નિરંતર, શ્રદ્ધાભક્તિપૂર્વક અભ્યાસ કર. તે દ્વારા તારું મન જીવનના મોટા કાયદાઓને સમજવા અને ધારણ કરવા યોગ્ય થશે. અને અહિંસા વગેરે યમો અને શૌચ વગેરે નિયમોની અભંગ સેવા કરવાથી સમિદ્ધ થયેલ તું મને જ પામશે! આમ અભ્યાસયોગ પણ મારી કને આવવાની કેડી છે.

જો અભ્યાસ કરવે પણ તું શક્તિમાન ન હોય તો અર્જુન! ત્રીજો માર્ગ બતાવું છું. જે કાંઈ કરે તે મારે ખાતર — પરમાત્માને ખાતર જ કર. કોઈને ખાતર કાંઈ કરવાથી નિઃસ્વાર્થતાની વૃદ્ધિ થાય છે. અને કોઈકમાં તો સર્વશ્રેષ્ઠ પરમાત્મા જ છે. આથી આપણી પ્રત્યેક ક્રિયા જો પ્રભુને રાજી કરવા થાય તો આખું જીવન જ મહાયજ્ઞમય થઈ જાય! અને પ્રભુ ખાતર જે કરે તેને પ્રભુ ઉદ્ધરે જ! પાંચ ફૂટનો માનવ પણ કોઈનો ઉપકાર રાખવા ઈચ્છતો ન હોય તો પરમાત્મા તો રાખે જ ક્યાંથી?

પ્રભુ ચરણે જે કરીને ધરે, પ્રભુ ખાતર તેનો થઈને જીવે, પ્રભુ તેને અંતે અપનાવ્યા વિના ન રહે પરિણામે તેવા-પ્રભુને ખાતર બધું કરના માનવને જીવનની સંસિદ્ધિ મળે જ છે!

મારે ખાતર કદાચ તું ન કરી શકે તો પણ હરકત નથી. કેમકે કોઈને ખાતર જીવનભર કાંઇક કરવું એ માનવ ધારે છે તેનાં કરતાં કપરું છે. તેવું કરવામાં અહંકાર ખૂબ જ આડે આવે છે. અને અંહકારને ચોવીસે કલાક શાંત કરવો મુશ્કેલ છે. અશક્ય છે. આથી એવું ન બને તો એક બીજો ઉપાય સૂચવું. તું બધાંય તારે ફાળે આવેલાં કર્મો કર. પણ એ તમામ કર્મોનાં ફળનો ત્યાગ કર. કર્મનો ત્યાગ કરવો આપણા હાથની વાત નથી, પણ તેનાં ફળનો ત્યાગ કરી શકાય છે. ફળની ઝંખના જ તો માનવના ચિત્તને ખળભળાવ્યા કરે છે. આથી કર્મનાં ફળનો ત્યાગ કરશે તો પણ તારો આત્મા પ્રકટશે. ફળઝંખના આત્માનું મોટું આવરણ છે. એ આવરણ તૂટતાં સ્વયમેવ આત્મદેવનો પ્રકાશ પ્રકટે છે. આથી તું કર્મફળ ત્યાગનો માર્ગ પકડ. અર્જુન! અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન અને ધ્યાનથી કર્મફળનો ત્યાગ ચડીઆતો છે. કેમકે ત્યાગ પછી લાગલી જ શાંતિ આવે છે. જ્યાં ત્યાગ ત્યાં શાંતિ. ત્યાગ જ શાન્તિનું કાયમી સરનામું છે! માટે જો અર્જુન! હૃદયમાં સાચી શાંતિ જોઈતી હોય તો કર્મનો નહીં પણ ફળનો ત્યાગ કરવાની સતત સાધના કર. આમ એક પછી એક પરમાત્માએ સગુણ ભક્તિનાં ઉપાયો બતાવ્યા.

અને હવે ભગવાનના સાચા ભક્તનાં લક્ષણો આપી ભક્ત કેવો હોય તેનું એક અમર ચિત્ર પ્રભુ આપણી સમક્ષ ખડું કરે છે. વ્યક્તિ અને સમષ્ટિને માટે ભગવાને દોરેલું ભક્તાનાં લક્ષણોનું ચિત્ર સદા આદર્શ તરીકે પળ પળ હૃદય સમક્ષ રાખવા જેવું છે. જીવનનો-મહાજીવનનો એમાં સુસ્પષ્ટ નકશો આપ્યો છે. જે સમાજ આવા મહાપુરુષોની અભંગ હારમાળા સરજે તે કાળને પણ જીતી જ જાય છે. આથી હવે પછી ભગવાને ભક્તનાં જે લક્ષણો આપ્યાં છે તે સૌએ સદા ચિન્તવવા જેવાં છે. સમાજ જે જાતની ભક્તિ કરતો દેખાય છે અને પ્રભુ જે પ્રકારની ભક્તિની અપેક્ષા રાખે છે તેનો સચોટ ખ્યાલ એ લક્ષણો સમજતાં આવી જાય છે. ભક્તિ એ ઉચ્ચતમ જ્ઞાનપૂર્વકનું પળપળ સત્ય અને પ્રેમમાં સુસ્નાત વર્તન છે. ભક્તિ એ વર્તનની મહાકળા છે. આઘાતો સામે સાચા પ્રત્યાઘાતો શીખવનારી એ કળા છે. તો ભગવાનનાં ભક્તનાં લક્ષણો શાં?

ભગવાન કહે છે કે મારો ભક્ત સર્વ ભૂતોનો અદ્વેષ્ટા છે. અર્થાત્ ભગવાનનો ભક્ત પ્રેમની મૂર્તિ હોય. એક પણ જીવના ઉપર તેને દ્વેષ ન

હોય. અર્થાત્ સૌમાં જે આત્મદર્શનપૂર્વક સૌ સાથે વર્તતો હોય તે ભગવાનનો ભક્ત. ઉપરાંત તેના સૌ મિત્ર હોય. તે સૌનો મિત્ર જ હોય. સૌની સાથે મૈત્રીનો સંબંધ બાંધી ટકાવી જોઈશું તો ખબર પડશે કે ભક્તિ જ્ઞાનની અપેક્ષા રાખે છે. ઉપરાંત ભગવાનનો ભક્ત કરુણાની મૂર્તિ હોય. પારકાંના દુઃખે દુઃખી થઈ તે દુઃખોને ફેડવાને જે સદાય યથાશક્તિ પ્રયત્ન કરે તે દયાળુ. અને દયાના જેવી તો સોહામણી કઈ ચીજ? દુનિયામાં સૌ પ્રાણી દયાને પાત્ર છે. સૌના ઉપર દયા વર્ષાવતો જીવ ભગવાન બુદ્ધની સોહામણી મંગલમૂર્તિ છે! કરુણા સૌને ખપે છે. સૌ લે છે. આથી સૌએ સૌને એનાં લ્હાણાં કરવા જ જોઈએ. આજની દુનિયાના જે દર્દો છે તેનું કારણ કરુણાનો અભાવ છે. ધરાયેલા જો દયાળુ હોત તો ભૂખ્યાની ચીસ સાંભળત-નહીં? દુનિયામાં આટઆટલા વાદોની રાડ ન પડત! સમાજવાદ ને સામ્યવાદ અને બીજા વાદો અને બકવાદો ટકયા ન હોત. પણ છે. માનવની ચીસ સંભળાય છે. એનાં દર્દ ઉપર એક જ લોશન હોઈ શકે અને તે કરુણાનું. વ્યક્તિ અને સમાજ જો પરદુઃખભજક બને તો સંસાર નન્દનવન બને. ઉપરાંત ભગવાનનો ભક્ત મમતા વગરનો હોય. દુનિયાનાં બધા પદાર્થો પ્રભુના છે. તેમને પોતાનાં માની મમતા કરવી એ સૂક્ષ્મ ચોરી છે. ભગવાનનો ભક્ત ચોર ન હોય. અને મમતાનું મૂળ અહંતા છે અહં હોય તો મમ આવે જ. જે જગતમાં પરમાત્મા છે તેમાં અહં કરવાનો અવકાશ જ નથી. ભક્ત નિરહંકારી હોય.

વળી પરમાત્માનો ભક્ત સુખદુઃખમાં મનની તુલાને સમ રાખવાનો પ્રયત્ન કરે. કેમકે સુખદુઃખ પોતાનાં કરેલાનું જ ફળ છે. પોતાનું કર્મ પોતે ભોગવે તેમાં કોના ઉપર ઉપકાર કરે? કરેલું ભોગવવું જ પડે છે. આથી કર્મનાં ફળરૂપ સુખદુઃખ જ્યારે રઘુનાથનાં જડેલાં છે, આપણાં જ કરેલાં છે તો ભોગવ્યે જ છૂટકો છે; ત્યારે તેમને હસી હસીને ભોગવવામાં બહાદુરી છે. સુખમાં છકી જવાની કે દુઃખમાં ડરી જવાની કોઈ જરૂર નથી! જ્ઞાની હશે તેને ઈશ્વરીય યોજના સમજાઈ જશે. તેને સમજાશે કે તટસ્થ વૃત્તિથી ભોગવી લેવાથી કર્મના બંધનમાંથી છૂટાય છે. રાગદ્વેષ–હરખશોકપૂર્વક ભોગવવાથી તો માયાના બંધનો વધુ દૃઢ થાય છે. અને ભગવાનનો ભક્ત ક્ષમાશીલ હોય. એટલે સૌના અપરાધને, સૌમાં પ્રભુને જોતો હોઈને, સહી લેવા જેટલો વીર હોય!

અને ભગવાનનો વ્હાલો સંતોષી હોય. કેમકે જે કાંઈ મળે છે તે પ્રભુએ ફાળવેલું કર્મનું ફળ છે. તે વત્તું કે ઓછું થતું નથી. વહેલું મળતું નથી. મોડું મળતું નથી. પ્રભુએ જે ચેક આપણા ઉપર મોકલ્યો હોય તેનો પ્રસન્નતાથી સ્વીકાર કરી, જે જોઈતું હોય તેને માટે સતત ઉદ્યોગ,

કરવો એટલે સતોષ છે. સતોષ કોઈ દરિદ્રી મનોદશા નથી પ્રાપ્તમા પ્રસન્નતા અને અપ્રાપ્તને મેળવવા માટેનો પ્રામાણિક પ્રયત્ન એટલે સતોષ છે આથી તો ભક્તનુ બીજુ લક્ષણ "સતતયોગી" એવુ ભગવાન કહે છે સતતયોગી એટલે સદાનો કામગરો. નવરો બેસે તે ભક્ત નહીં પોતાનુ કર્મ કર્યે જ જાય! ઉપરાંત તે યતાત્મા હોય એટલે કે સયમી હોય દૃઢ નિશ્ચયી હોય એટલે જરાજગમા ભાગી જાય એવો ન હોય! વળી તેવો ભક્ત મન મતિ મારામા જ સમર્પી દે છે અર્થાત્ મન અને મતિ જેવા સાધનોનો સ્વેચ્છાએ નહીં પણ પ્રભુની ઇચ્છાએ ઉપયોગ કરે છે

વળી ભગવાનનો ભક્ત લોકોને ઉદ્વેગ ન દે ન તો લોકોથી પોતે ઉદ્વેગ પામે અર્થાત્ જ તેવો ભક્ત લોકોને ન ઉશ્કેરે! લોકોથી ઉશ્કેરાય પણ નહીં, પણ પોતાના કે લોકોના રાગદ્વેષને સદૈવ કાબૂમા રાખે પોતાના તો રાગદ્વેષ તેણે છોડવાના જ છે તે છોડ્યા વિના તો ભક્ત ન થવાય! અને એવો ભક્ત હર્ષ–અસહિષ્ણુતા–ભય અને ઉદ્વેગથી મુક્ત હોવો ઘટે

ઉપરાત ભગવાનનો ભક્ત અનપેક્ષ એટલે કે ઊંચી દૃષ્ટિવાળો હોવો જોઇએ ભોગની દૃષ્ટિ નીચી છે પૂજાની દૃષ્ટિ ઊંચી છે. પદાર્થોમા ભોગ્ય નજર નહીં પણ પૂજ્ય નજર રાખે તે અનપેક્ષ વળી તેવો તન મન વચન વૃત્તિ વિચાર આચાર વ્યવહારે ચોકખો હોય એકી વખતે અનેક કામો આવી પહોચે તો તેમને કુશળતાપૂર્વક ઉકેલનારો હોય! ઉપરાત તે ઉદાસીન હોય સામાન્ય લોકોની માફક નીચે સાસારિક પદાર્થોમા જ આસન ન જમાવે ઊંચે–જે પરમાત્મા છે તેમા બેસનારો હોય અને નચિંત રહે ચિન્તા કરે તે ભક્ત નહીં, પ્રભુ ઉપર જ બધુ છોડી તેના નિયમનને તે વશ રહે ઉપરાત બધુ કરે પણ સ્વાર્થની દૃષ્ટિ ઓછામા ઓછી હોય પ્રિય પ્રાપ્ત કરી હરખાય નહીં પ્રિયવિયોગે શોક ન કરે અપ્રિય યોગે દ્વેષ ન કરે પ્રિય સયોગને ઝખે નહીં શુભ અશુભના સકલ્પમાથી બહાર જાય આવો ભક્ત મને અર્જુન! પ્યારો છે, કેમકે તેવો મારો સમાનધર્મા બને છે

ઉપરાત શત્રુ અને મિત્રમા, માનમા અને અપમાનમા, ટાઢ તડકામા, સુખદુ ખમા જે સરખો રહેવા પ્રયત્ન કરે અને વિકારી સબધોથી પર થવા મહેનત કરે તે ભક્ત સ્તુતિ અને નિન્દામા જે સમ હોય, આવી મળે તેનાથી તુષ્ટ રહે, ઘરબારમા જે ખૂચી ન બેસે! જેની બુદ્ધિ ઠરી છે અને જેને મારા ઉપર પ્રીતિ છે તે મારો ભક્ત મને ખૂબ વ્હાલો છે અર્જુન મેં તારી આગળ આ ધર્મ્ય અમૃત પીરસ્યુ છે કેવળ ટીલા ટપકા કરે તે ભક્ત નથી મારી ભક્તિ તો મને સમજીને સૌ સાથે અને સો કાળે યોગ્ય વર્તનની કળા છે જે કોઈ આવો ભક્ત હશે તે મારો પ્રાણપ્રિય થશે. આવા જ્ઞાની ભક્તોની જગતને જરૂર છે



## ૧૩
# ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

બારમા અધ્યાયમાં ભગવાને ભક્તના લક્ષણુ આપ્યાં. એ લક્ષણોનો ઊંડો વિચાર કરતાં સમજાશે કે આત્મજ્ઞાન જ્યારે વ્યવહારમાં ઊતરે ત્યારે કેવી રીતે વર્તે છે. ભક્તિ એ જ્ઞાની માણસનું પોતાની સાથે અને આજુબાજુના વિશ્વ સાથે ઈશ્વરને મધ્યબિંદુમાં રાખીને કરેલું વર્તન જ છે. આથી અસલી ભક્તિ જ્ઞાનની જ મહામંગળમય અવસ્થા છે. જે સાચું સમજ્યો નથી તે સાચી રીતે ભજી શકતો નથી. ઉપરાંત ભક્તિ જ્ઞાનને સ્વચ્છ કરે છે! જ્ઞાન ભક્તિને સ્વચ્છ કરે છે. બન્ને મૂળમાં એક જ હોવા છતાં વ્યવહારમાં પરસ્પરનાં ઉપર ઉપકાર કરે છે. માનવનો આત્મા ચેતન સ્વરૂપ હોઈને છેવટે માનવજીવનમાં જ્ઞાન જ મહત્ત્વનું છે. જ્ઞાન જ્યારે ભાવભર્યું થાય ત્યારે જે રીતે વર્તે તે જ ભક્તિ છે. અને જ્ઞાનમયી ભક્તિ નિષ્કામ કર્મયોગને લાવ્યા વિના રહે નહીં. રામ–સીતા–લક્ષ્મણ છે અનુક્રમે જ્ઞાન ભક્તિ અને કર્મયોગ. એ ત્રિપુટિની સાથે જ કલ્પના કરાય! તો સીતામાતાની પ્રતિષ્ઠાવાળી ભક્તિ, રામની પ્રતિષ્ઠાવાળા જ્ઞાનની ગેરહાજરીમાં હોઈ શકે નહીં. હવે પછીના તેરમા અધ્યાયમાં જ્ઞાનની અભિવ્યક્તિ માટેની મહા સાધનારૂપ વિવેકની–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના એટલે કે આત્મા અને અનાત્માના વિવેકની-ચર્ચા ભગવાન શરૂ કરે છે! આત્મજ્ઞાન જડચેતનના વિવેક ઉપર જ અવલંબે છે! અને આથી તેરમા અધ્યાયની શરુઆત છે. તેરમો અધ્યાય ગીતામાં અતિ અગત્યનો છે. અદ્ભૂત છે. યદ્યપિ ગીતાજીનો પ્રત્યેક અધ્યાય મહામૂલો છે; છતાં તેરમા અધ્યાયની મહત્તા કોઈ જુદી જ છે.

આપણો દેશ રહ્યો ખેતીપ્રધાન. એટલે આપણા એ રાષ્ટ્રીય જીવન-વ્યાપારની અસર સાહિત્યમાં પણ આવે જ. આથી ભગવાન હવે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એટલે કે અનુક્રમે ખેતર અને ખેડૂતની પરિભાષામાં પ્રારંભ કરે છે. કહે છે: અર્જુન! હું તને એક અદ્ભુત ખેતર અને ખેડૂતની કથા કહું. આ શરીર જ ખેતર કહેવાય છે. ખેતરનાં જેટલા ગુણો તે બધાય શરીરમાં છે. જેવું બી અને જેવી જમીન અને જેવી ખેતી તેવો પાક ઉતરે. આ શરીરરૂપી ખેતરને "આ મારું છે" એમ જે જાણે છે તે જ ક્ષેત્રજ્ઞ–ખેતરનો જાણનાર–ખેડૂત છે! અને આખા શરીરના માળખામાં એવું કયું તત્ત્વ છે જે આ શરીર ખેતર મારું છે એમ જાણે છે?–આ છે શોધનો

વિષય એ શોધી કાઢવા માટે જ ચોર્યાસી લાખ જન્મો છે ખેતરમા છે છતા તે દેખાતો નથી, પકડાતો નથી, સૂરજ ચાન્દના પ્રકાશમા પણ તે નજર ચડતો નથી, અને છતા છે! જે કોઈએ ક્ષેત્રજ્ઞને આ ખેતરના–શરીરરૂપી ખેતરના ખેડનારને આત્માને શોધી કાઢશે તેને મુક્તિનુ ઈનામ મળશે મહા આનન્દનુ સદાવ્રત તેના જીવનમા ખુલશે એવો જીવ તીર્થરૂપ બનશે ગગાને પણ પવિત્ર કરનારો થશે માટે એ ક્ષેત્રજ્ઞ કોણ છે–કેવો છે, ક્યા છે, કેવડો છે તે બધુય માનવે જાતે શોધવુ પડશે જેમ બીજાના ફેફસાએ શ્વાસ ન લેવાય, બીજાના પગે ઉછીના લઇને ન ચલાય–તેમ આ વિષયમા બીજાની ઉપર આપણાથી આધાર લઈ શકાય એમ નથી આપણે સૌ ખોવાઈ ગયા છીએ, અને તે પણ વિશ્વમા નહીં–આપણામા જ આ પાચ ફૂટના શરીરમા જ–આ સૂરજચાદના ખેતરમા સુસ્પષ્ટ દેખાતા ખેતરમા જ ખોવાયા છીએ હવે એને શોધી કાઢયે જ છૂટકો છે બેચાર જન્મમા પણ એની ભાળ લાગશે તો બહુ મોંઘુ ગણાશે અને આમ તો આપણે આપણને ક્યા નથી ઓળખતા? સૌ પોતાને ઓળખે છે કે હુ બ્રાહ્મણ છુ, અમુક ઉંમરનો છુ, અમુકનો પુત્ર છુ અમુક નામનો છુ, આવો છુ અને કેવો નથી! પણ આપણી આપણને લગતી આ ઓળખ અત્યત બેહુદી અને જૂઠી છે આપણે જે રીતે આપણને ઓળખીએ છીએ એ કેવળ મહા તરકટ માત્ર છે પરમાત્મા આપણી જે ઓળખ આપે છે તેવી આપણને આપણી ઓળખ છે ખરી? અને પરમાત્મા જે ઓળખ આપે તે જ સાચી, કેમકે તેણે જ આપણને પ્રકટાવ્યા છે અને તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે એ પરમાત્મા કહે–અર્જુન! સૌ ક્ષેત્રોમા–સૌ શરીરોમા જે ક્ષેત્રજ્ઞ છે–ખેડૂત છે–તે હુ છુ અર્થાત્ જ કીડીથી માડીને તે કુજર સુધી–શા માટે, ઘાસના તણખલાથી માડીને તે બ્રહ્માજી સુધીના તમામ શરીરોમા જે આત્મા–જે ક્ષેત્રજ્ઞ વસે છે તે સ્વય મૂળમા પરમાત્મા છે અર્થાત્ પ્રત્યેક આત્મા મૂળમા પરમાત્મા જ છે! સૌમા આપણને પરમાત્મા યાદ આવે છે! આપણને આપણામા અને સૌમા પરમાત્મા સિવાય બીજુ બધુ યાદ આવે છે! બસ જ્યા સુધી આપણને આપણો પરમાત્મભાવ સહજપણે ન સમજાય અને સૌમા સમસ્ત વિશ્વના તમામ પ્રાણીઓમા સહજપણે આપણને ભગવાન ન સમજાય–ન યાદ આવે ત્યા સુધી આપણી સમજ મેલી છે કદ્રુપી છે–બેહુદી છે–ભયકર છે–રાક્ષસી છે જ્યારે આપણામા અને સૌમા પરમાત્મા જ કુદરતી રીતે–ખેચતાણ કર્યા વિના કોઈપણ જાતની તાણાતાણી વિના સમજાશે ત્યારે, આપણુ આત્મજ્ઞાન સાચુ હશે ત્યારે જ સમસ્ત ભક્તિનુ નૂર આપણામા ચમકી ઉઠશે બસ, પ્રત્યેક

આત્માની પરિપૂર્ણ દિવ્યતાનું ભાન જ જીવનની મહા સમ્પત્તિ છે. અર્જુન! આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન એટલે જ મારે લાગતું જ્ઞાન. માટે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું સાચું જ્ઞાન મેળવ. એ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન હવે હું તને આપું છું તે સાવધાન થઇને સાંભળ. સમસ્ત શાસ્ત્રોનો આ સાર છે.

ક્ષેત્રમાં પંચમહાભૂતો, પાંચ તન્માત્રાઓ, અગિયાર ઇન્દ્રિયો, અહંકાર, બુદ્ધિ, ત્રિગુણાત્મક પ્રકૃતિ તથા ઇચ્છા, દ્વેષ, સુખદુઃખ પંચમહાભૂત વગેરેનો શંભૂમેળો. બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલી ચેતના અને ધૃતિનો સમાવેશ થાય છે. આટલાં વાનાં ક્ષેત્રમાં આવે. દુનિયામાં ત્રણે કાળમાં જે કોઈ શરીર અસ્તિત્વમાં આવે–તેમાં ઉપર જણાવેલી વસ્તુઓ જ હોય છે. એનાથી એક પણ વસ્તુ વધારે નથી! સમસ્ત બ્રહ્માંડના સમસ્ત શરીરોમાં આ સિવાય વધારે કશું નથી. અને આ બધાંનો સમાવેશ એક જ શબ્દમાં કરીએ તો 'પ્રકૃતિ' થાય છે! અર્થાત્ પ્રકૃતિ જ પિંડ અને બ્રહ્માંડનાં શરીરોની ઘડનારી છે! એ સત્ય સ્વરૂપ નથી. આત્મા એમાં રહે છે પણ એનો નથી. એ સ્વરૂપે ગુણે ધર્મે જુદો છે. પ્રકૃતિ ભોગ્ય અને ત્યાજ્ય છે. પુરુષ–આત્મા ભોક્તા છે અને છેવટે એને તજનારો છે. ભોગ અને મોક્ષ પ્રકૃતિ પુરુષ માત્રને આપે છે. જેને આ બન્ને ભોગ અને મોક્ષ મળી ચૂકયાં છે, તે મુક્ત હતો અને પોતાની મુક્તિ તે ઓળખી લઇને ધન્ય થઈ જાય છે.

આમ ક્ષેત્રનું સ્વરૂપ પરમાત્માએ સંક્ષેપમાં કહ્યું. હવે ક્ષેત્રજ્ઞનો પરિચય આપવો જોઇએ. પણ ક્ષેત્રજ્ઞનુ જ્ઞાન, જ્ઞાનની સાધન સંપત્તિ ઉપર અવલંબે છે. જેની પાસે જ્ઞાન મેળવવા માટેની યોગ્યતા નથી હોતી, તેને આપો તો પણ જ્ઞાન મળતું નથી. કહેવાય છે કે સિંહણનું દૂધ સોનાના પાત્રમાં જ રહે. બીજામાંથી એ ઝરપી જાય. આથી જેણે શંકર જેમ ગંગાને તેમ આત્માની ગંગાને ધારણ કરવી હોય, તે હવે પછી પરમાત્મા જ્ઞાનની જે સાધનસંપત્તિ ગણાવે છે તેનો સંચય કરે. જગતમાં જ્ઞાનની ખૂબ લ્હાણુ થાય છે, પણ સાચું જ્ઞાન કોઈક ઠેકાણે જોવા મળે છે, તેનું કારણ એ છે કે સાચાં જ્ઞાનને– આત્માના યથાર્થ જ્ઞાનને ધારણ કરવા માટે ભાગ્યે જ કોઇનામાં સાધનસંપત્તિ જોવામાં આવે છે. સૂંઠને ગાંગડે ગાંધીવટું કેમ થાય? વીરડીએ રણમાં લીલોતરી કેવી રીતે જન્મે? જ્ઞાનનાં સાધનોનાં અભાવમાં આત્મા કેવી રીતે સમજાય?

તો આત્માના યથાર્થ જ્ઞાન માટે માણસનામાં કયાં ગુણોનો વિકાસ જોઇએ? ભગવાન એક સુંદર યાદી આપે છે. કહે છે–અમાનિતા, અદંભિતા,

અહિંસા, ક્ષમા, આર્જવ, ગુરુપૂજા, પવિત્રતા, સ્થિરતા, આત્માનો-તનમનનો-ઈંદ્રિયોનાં પદાર્થો અંગે વૈરાગ્ય, નિરહંકારિતા, જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ-દુઃખદોષોનું પ્રતિપળ ચિંતન અને અનુસંધાન, અનાસક્તિ, અભિષ્વંગનો અભાવ, સદા સમચિત્તતા, ભગવાનમાં અવ્યભિચારી ભક્તિ, એકાન્ત સેવન, પામર જીવો સાથે ઘાલમેલનો અભાવ; આત્મજ્ઞાનમાં નિત્યતા, તત્ત્વજ્ઞાન માટે અર્થોનું દર્શન-બસ આટલું જ્ઞાન છે. એટલે કે આટલી સંપત્તિજ્ઞાનનું સાધન છે. એ સિવાયની વૃત્તિઓ તે અજ્ઞાન છે. અર્થાત્ જ જેનામાં અમાનિતા વગેરે ન હોય તેને આત્માનું યથાર્થ ભાન કદી થતું નથી. માટે સમજુ માણસે અમાનિતા વગેરે કેળવવા ઉપર કેન્દ્રિત થવું ઘટે. તે પૈકી અમાનિતા એટલે યોગને વિષે ફાવે તેવી કલ્પના ન કરતાં યથાર્થ કલ્પના કરવી તે. અદંભિતા એટલે જેવા હોઇએ તેવા જ પ્રકટ થવાની કુલીન ટેવ. જેવા ન હોઇએ તેવા દેખાવાનો યત્ન ન કરીએ. દંભ જેટલું પોલું અને બરડ-તરત જ ફૂટી જાય એવું કશું નથી! પ્રાણીમાત્રને મનસા, વાચા, કર્મણા દુઃખી ન કરવાં એટલે અહિંસા. પારકાનાં અપરાધોને, પ્રભુ જેમ આપણાં, તેમ સદા ગળી જવાની કુલીન વૃત્તિ. આર્જવ એટલે સરળતા. તનમનવચનની એકરૂપતા. જ્ઞાનદાતા સજ્જન પ્રત્યે માનની અને તેની યોગ્ય સેવા કરવાની લાગણી એટલે ગુરુપૂજા. શરીરની અંદરબહાર અને મનની શુચિતા એટલે પવિત્રતા. કર્તવ્યમાં નિરપવાદ નિષ્ઠા એટલે સ્થિરતા. તનમનવચનને કાબૂમાં રાખવા એટલે આત્માનો વિનિગ્રહ. શબ્દ સ્પર્શ વગેરેમાં ભોગ્યતાની ભાવનાના નિરાસપૂર્વક પૂજ્યતાની ભાવનાનો આવિર્ભાવ એટલે વૈરાગ્ય. અહંકારનું નિમિત્ત હોય છતાં અહં ન કરવું એટલે નિરંહંકારિતા. જન્મમૃત્યુ વગેરે સૌ પ્રાણીઓને સાધારણ છે. અને આથી આપણે તેમાં અપવાદરૂપ નથી. એવું સહૃદયભાવે પુનઃપુનઃ ચિંતવવું એટલે જન્માદિનું અનુસંધાન. આપણા શરીર વગેરેમાં વળગણનો અભાવ એટલે અનાસક્તિ. છોકરાં છૈયાં ઘરબારનાં સુખદુઃખે આપણે જ સુખી દુઃખી થવાની અસુઘડતા એટલે અભિષ્વંગ. તેનો અભાવ એટલે અનભિષ્વંગ! ગમતું ન ગમતું થાય તેમાં મનની દાંડીને સ્થિર રાખવી એટલે સમચિત્તતા. પ્રેમ કરવા જેવો પદાર્થ એક પરમાત્મા જ હોઇને, તેની જ અવ્યભિચારી ભક્તિ કરવી એટલે કે તેની આજ્ઞાઓનું યથાશક્તિ પાલન કરવું એટલે ભક્તિ શુદ્ધ-કુદરતે અને સંસ્કારે શુદ્ધ જગ્યામાં વસવાની ટેવ એટલે એકાન્ત સેવન. અસંસ્કારી જીવોનાં ટોળામાં ન ભળવું એટલે અરતિ. પ્રત્યેક પળે વર્તનમાં આત્માને ઉતારવાનો યત્ન એટલે અધ્યાત્મજ્ઞાન નિત્યતા. અને સૌ પદાર્થોમાંથી તત્ત્વજ્ઞાન=તે-પરમાત્માનું

જ્ઞાન ઝડપી લેવાની કુશળતા એટલે કે અનુભવમાત્રમાં પ્રભુને જોવાની ખાનદાની એટલે "તત્ત્વજ્ઞાનાર્થ દર્શન." આ એક એક સાધન ઉપર ગ્રંથો લખાય, પણ અહીં તો અતિ સંક્ષેપમાં જ તેનું વર્ણન કર્યું છે! આટલાં જ્ઞાનનાં સાધનો મેળવ્યાં હોય તેને આત્મા કેવો છે તે સમજાય છે. આ ઉપર વિચાર કરતા જણાશે કે આત્મદર્શન એ બળવાનો જ કરી શકે! જેની પાસે આંતરશક્તિ નથી તે આત્મદેવનાં દર્શનને યોગ્ય હોતો નથી! આથી જ શક્તિ એ જીવન છે; અને નિર્બળતા એ મોત છે. દુનિયામાં આ અર્થમાં સશક્ત માનવો જવલ્લે જ જોવામાં આવે છે! છતાં છે. અને સૌએ એવા બળવાન બન્યે જ છૂટકો છે. જે નહીં બને તેને પોતાની નિર્બળતાને લઈને વારંવાર જન્મમરણનો ત્રાસ ભોગવવો જ પડશે. આ ઠેકાણે પરમાત્મા પણ નિર્દય બને છે. પરમાત્મા જાતે અત્યંત બળવાન છે. નિર્બળ જીવો ઉપર તેનો પક્ષપાત થતો નથી. આથી જો પરમાત્માની સાથે સખ્ય બાંધવું હોય તો નિર્બળતાને જડમૂળથી ઊખેડી નાંખવી પડશે અને સબળતાની સાધના કરવી જ પડશે. જે જેટલું મોડું કરશે તે તેટલો મફતનો રીબાશે. માટે જ્ઞાનની સાધના મન મૂકીને કરે.

આમ ટૂંકમાં પરમાત્માએ જ્ઞાનનાં સાધનો કહ્યાં. આત્માના મૂળ સ્વરૂપનાં પ્રાકટ્યને માટે આ પૂર્વભૂમિકા છે. સૂર્યોદય પૂર્વે આ સાધનોનો ઉષઃકાળ પ્રકટે છે. આ સાધનોનો હવે માની લઈએ કે પ્રભુકૃપાએ આપણામાં સંચય થયો છે. તો હવે એ દ્વારા જે આત્માની સમજ પડે છે તે આત્મા કેવો છે? આખી ગીતામાં આ એક જ ઠેકાણે આત્માનો અસલી ફોટો પકડાયો છે! ભગવાન કહે છે–અર્જુન! હવે હું તને જ્ઞેય એટલે કે જાણવા જેવો જે આત્મા તે આત્માનું સ્વરૂપ-શક્તિમહિમા પ્રભાવ વગેરે કહીશ. એ જાણવાથી માનવ અમૃતનો ભોગવનારો થાય છે. અમૃત મીઠું છે અને પીનારને અમર કરે છે. આ જ્ઞાન પણ જીવનને મીઠું કરે છે અને અમરતાને સ્પષ્ટ કરે છે. આ આત્મા આદિવાળો 'નથી.', તે પરબ્રહ્મ છે. સત્ અસત્‌થી પર છે. એટલે કે વ્યક્ત જગત અને અવ્યક્ત પ્રકૃતિથી પર છે. એટલે કે તેમનાં ગુણદોષથી અભડાતો નથી! એ પરમાત્મા ચોમેરથી હાથપગવાળો છે. એટલે કે હાથપગ વિનાનો છે છતાં સૌનાં હાથો પણ જે ન કરે તે કરનારો, સૌનાં પગો પણ ન ચાલે તેટલું ચાલનારો છે! સૌનાં હાથપગો દ્વારા જે કાંઈ થાય છે તે તેની શક્તિઓનો જ અંશમાત્ર છે! એ આત્મા ચારેકોરથી આંખ–માથું મોંવાળો છે. અર્થાત્ એને આપણા જેવી સ્થૂળ આંખ માથું કે મોં નથી. પણ એ અંદરબહાર નિરન્તર સ્થૂલસૂક્ષ્મ વ્યવહિત બધું જુવે છે. એની એ દિવ્ય આંખ પ્રાણીમાત્રના અંતરમાં

શું ચાલે છે તે પણ જુવે છે અને અનન્ત વિસ્તારમાં વિસ્તરેલું વિશ્વ એ પરમાત્માનું માથું=ગજબનાકનું પ્રતિભાભર્યું મસ્તક જ છે ને? મોઢું જોવા યોગ્ય છે. પરમાત્મા ચોમેરથી જોવા જેવો છે. જે કાંઈ આસપાસ દેખાય છે તે પરમાત્માનું સુંદર ભવ્ય મુખારવિન્દ છે! એ તમામ ઈન્દ્રિયોનાં ગુણધર્મોને પ્રકાશિત કરન રો છે. જાતે નિર્ગુણ છે છતાં ત્રણે ગુણોને પોતાની અસ્તિ માત્રથી પુષ્ટ કરનારો છે. પ્રાણીમાત્રની અંદર અને બહાર એ વ્યાપેલો છે. સ્થાવર અને જંગમ બન્નેરૂપે એ જ પોતાની અલૌકિક શકિત દ્વારા પથરાયેલો છે. પ્રાણીમાત્રમાં અવિભકતરૂપે વર્તમાન છતાં, જાણે વિભકત હોય એમ એ વર્તી રહ્યો છે. એ પરમાત્મા બ્રહ્માદિ સ્થાવર સુધીના પદાર્થોનો ઉત્પાદક, સ્થાપક તથા ઉપસંહારક છે. સૂર્યાદિ જ્યોતિઓની પણ એ જ્યોતિ છે. અંધારાંથી=પ્રકૃતિથી પર એવું એ તત્ત્વ છે! અર્જુન! આ અમાનિતા વગેરે જ્ઞાન અને એ જ્ઞાન દ્વારા જાણવા જેવો પરમાત્મા અને એને જાણવાનું ફળ=મોક્ષ–સૌનાં હૈયામાં જ વિશેષરૂપે આત્મરૂપે ઠરીને બેઠું છે. અર્થાત્ જ આ જ્ઞાન–જ્ઞેય અને જ્ઞાનગમ્ય મેળવવું હોય તો કયાંયે જવું પડતું નથી. આપણા અંતરમાં જ ઊતરવું પડે છે. જેને જડશે તેને હૈયામાંથી જ જડશે. પરમાત્માને લગતી ઉપરની ઉકિતઓ સમસ્ત શાસ્ત્રોનો અને અનુભવોનો સાર છે. ભગવાનનો જે પ્રેમી હશે તે આ જાણીને ભગવાનમય થવાને યોગ્ય બનશે.

આમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનાં વિવેકજ્ઞાન પ્રભુએ આપ્યા. એને જ વળી પ્રકૃતિ અને પુરુષની પરિભાષામાં બાકીના અધ્યાય વિભાગમાં ભગવાન કહે છે. પ્રકૃતિ એટલે ક્ષેત્ર. પુરુષ એટલે ક્ષેત્રજ્ઞ બંને અનાદિ છે. પ્રકૃતિનો આ બધો વિસ્તાર છે. પુરુષ તેમાં–પ્રકૃતિમાં ભરાઇને ભોગ ભોગવે છે. જન્મ-મરણના ઉપદ્રવનો ભોગ થઈ પડે છે. સ્વરૂપના જ્યારે દર્શન થાય ત્યારે એ મુકત થાય છે. પ્રકૃતિ અને પુરુષનો આ સરવાળો બાદબાકી ભાગાકાર ગુણાકાર તે જ આ વિશ્વ છે. વિવેક વગેરે દ્વારા એમાંથી પુરુષને જુદો તારવી તેનામાં રહેલા પરમાત્મપણાનો સાક્ષાત્કાર કરવો એ છુટવાનું સાધન છે. આ રીતે સાક્ષાત્ થયેલો પરમાત્મા જ અંતે સર્વરૂપે નામે પ્રસરી રહેલો છે એ સમજાય છે. આ પરમાત્મા મૂળમાં નિર્ગુણ છે, અનાદિ છે, અવ્યય છે, અકર્તા અને અભોકતા છે. આકાશની પેરે સૂક્ષ્મ સર્વવ્યાપી અસંગ છે. સૂર્યની પેરે સૌનો ભાસક છતાં નિર્લેપ છે અને તે જ આપણું સ્વરૂપ છે. આવા સ્વરૂપે જાતને જોનારો અને જાણનારો ભાવિમાં કોઈ માતાની જુવાનીનો ભોગ લેતો નથી!

ॐ

૧૪

# ગુણત્રયવિભાગયોગ

તેરમા અધ્યાયને અંતે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની વચ્ચે રહેલા તફાવતને જે જ્ઞાનચક્ષુથી જુવે છે અને એ તફાવત પ્રમાણે જીવનને વળાંક આપે છે તે મોક્ષને માટે યોગ્ય બને છે એમ ભગવાને કહ્યું. એ વિવેકજ્ઞાનને જ વધુ સ્પષ્ટ કરતાં ચૌદમો અધ્યાય શરૂ કરે છે. પરમજ્ઞાન માટે પ્રતિજ્ઞા કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! હવે હું તને જ્ઞાનોમાં પણ સર્વોત્તમ જ્ઞાન કહું છું. એ જ્ઞાન દ્વારા મુનિઓ ઉત્તમ સિદ્ધિને પામ્યા છે. હવે હું તને જે જ્ઞાન કહેનાર છું તેને જો જીવનના અવલંબનરૂપે કોઈ સ્વીકારશે તો તેઓ મારા સમાનધર્મા થશે; અને જન્મમરણના ઉપદ્રવમાંથી છૂટશે. અર્થાત્ હવે પછી જે જ્ઞાન પરમાત્મા આપનાર છે તેની ફળશ્રુતિ મોક્ષ છે.

અને આ જ્ઞાન કયું? તો મહાપુરુષો મહાન વિચારોનો વારસો આપતા હોઈને મહાન ગણાય છે. શરીરે મોટાઓ મોટા નથી; સત્ય, ઉચ્ચ અને કુલીન, મંગળ ભવ્ય, અને સનાતન વિચારોની જે જગતને ભેટ આપે છે તે મહાન છે. ભગવાન કૃષ્ણ ને પેગમ્બરોમાંના સૌથી અગ્રણી પેગમ્બર છે, જેમણે જગતને મહાવિચારોની ભેટ આપી છે! ભગવાન કહે છે–અર્જુન! સાંભળ. પ્રકૃતિ મારી પત્ની છે. એ પત્નીમાં હું સૃષ્ટિ સંકલ્પરૂપી બીજ વાવું છું. અને આથી ચારે પ્રકારના પ્રાણીઓનો આદુર્ભાવ થાય છે. અર્જુન! દુનિયાનાં તમામ સ્થાવર જંગમ પ્રાણીઓ દ્વારા જે જે આકારો પ્રકટ થાય છે તે બધાના મૂળમાં પ્રકૃતિ છે. અને બીજ દેનારો પિતા હું છું. કેવડો મહાન અને પાયાનો વિચાર! આ વિચાર એટલો તો મહાન છે કે એનાથી વધારે મહાન વિચાર હોવો સંભવ નથી. સૌ વિચારોનો એક વિચાર તે આ છે. પ્રકૃતિ મા છે. પરમાત્મા પિતા છે. અને પ્રાણીમાત્ર સ્થાવર જંગમ માત્ર તેનાં બાળકો છે! અર્થાત્ જ વિશ્વ એ જ મહાન કુટુંબ છે. તેનાં માબાપ એક જ છે અને તે પ્રભુ અને તેની મહામાયા પ્રકૃતિ શક્તિ! બ્રહ્માથી માંડીને તે ઘાસના તણખલા સુધીનાં જીવમાત્ર તેમનાં બેના સંતાનો છે. આથી દેવ-દાનવ-માનવ-પશુ-પંખી-કીટ-પતંગ-સૌ માંહોમાંહે સગાંવહાલાં છે. આપણે સૌ પરમાત્માના સંકલ્પનાં સ્ફુરણ માત્ર છે. આથી સૌ વચ્ચેનું સાચું સગપણ શોધી કાઢીએ. કુટુંબમાં માતાપિતા મૂળ ગણાય. છોકરાં છૈયાં તેની

શાખાઓ ગણાય! વિશ્વકુટુંબના મૂળ માતાપિતા અને તેનો આ બધે દેખાતો અને ન દેખાતો વંશવિસ્તાર-લોહીનાં સગાંસંબંધી છે. આ સાચુ ઈશ્વરનિષ્ઠ સગપણ શોધી-તેને અનુકૂળ જીવનને વળાંક આપીએ તો? દુનિયાના કચકચ-કલેશ-કંકાસ-ઝગડ -ટંટો-યુદ્ધ-વેર-રાગદ્વેષ-ઈર્ષ્યા-અસૂયા વગેરે ટકે ખરુ? નાના કુટુંબમાં જેમ આપણે મમતાપૂર્વક પરસ્પરના હકને માન આપતા ત્યાગપૂર્વક, પ્રેમપૂર્વક, એકબીજા સાથે ટકરાણમાં ઊતર્યા વિના જેમ વ્હાલથી વર્તીએ છીએ-વિશ્વ એ જ આપણું સાચું કુટુંબ છે-ગીતાનો આ વિચાર સમજીને તેમ વર્તતા હોત તો? આજે દેશ દેશ લડે ઝગડે છે, પ્રજાપ્રજાઓ સમરરસિક બને છે, રાજકીય ક્ષેત્રે કયારે વિશ્વ સંહાર ઉપસ્થિત થશે એની ગણતરી થાય છે, જ્યારે માનવજાતિ જીવનના નન્દનવનમાં વિહરવાને બદલે મૃત્યુની ઘોરમાં સૂવા તરફ ધસી રહી છે ત્યારે આપણે વિશ્વકુટુંબી છીએ—આપણે સૌ નાડના સંબંધે બંધાયેલાં છીએ-એક જ માબાપનાં આપણે ફરજંદ છીએ, સગાંવહાલાં છીએ-પ્રભુ અને પ્રકૃતિરૂપ માબાપવાળા છીએ-દેશ કે કાળ કે રાષ્ટ્ર કે ધર્મ કે સંસ્કૃતિ કે એવા બીજા કૃત્રિમ અંતરાયો આપણા મૂળ સંબંધને કાપી શકે એમ નથી. એ વિચાર કેટલો કિંમતી થઈ પડે! ઉપરાંત આ વિચાર સત્યમૂલક છે. સત્ય પ્રાણ છે. ગીતા વિશ્વને જ કુટુંબ તરીકે ઓળખે છે. આવા વિશાળ અને ભવ્ય વિચારો આજે યુદ્ધોન્મુખ, પ્રલયોન્મુખ વિશ્વને બચાવી શકે! અને આ ઠેકાણે ભગવાન જગદ્‌ગુરુ થઈને શોભે છે.

પરમાત્મા પ્રકૃતિમાં સમસ્ત ભૂતોનું બીજ વાવે છે અને તેથી પ્રાણીમાત્ર ઉદ્‌ભવે છે. આ મહાન વિચારનો જ વિસ્તાર કરતાં પ્રભુ કહે છે કે હે અર્જુન! હું અને મારી પ્રકૃતિનું આ કુટુંબ અતિવિશાળ છે. અને न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते-ઘર એ ઘર નથી, ઘરવાળી એ ઘર છે. વિશ્વકુટુંબ યદ્યપિ મૂળમાં મારું જ છે, છતાં એની આંતરવ્યવસ્થાનાં સમસ્ત ભાર પ્રકૃતિના ઉપર છે. અને પ્રકૃતિ વિશ્વની મા ઠરી એટલે અમારાં સમસ્ત સ્થાવરજંગમ બાળકોને સંભાળવાનું કામ મારી કૃપાથી એ કરે છે. હવે આટલા બધા અસંખ્ય બચ્ચાંઓની સંભાળ રાખવી કાંઈ સ્હેલી છે? આથી પોતાનું કામ નીરાંતે થાય, કોઈપણ બચ્ચું કયાયે છટકી ન જાય અને સૌને ભોગ અને અપવર્ગનું ભોજન મળે, એ માટે મારી પ્રકૃતિએ મારી અનુજ્ઞાથી એક સુંદર યોજના રાખી છે. બધાંય બચ્ચાંઓને એણે ત્રણ ગુણરૂપી દિવ્ય રસીથી બાંધી લીધા છે. કોઈ પોતાની સત્તાના વર્તુળમાંથી બહાર ન જાય અને છતાં છુટથી રમે, ખાય, મઝા કરે એ રીતે સત્ત્વ, રજસ્ અને તમસ્‌રૂપી ત્રણ ગુણરૂપ દોરીથી એણે સૌને બાંધ્યા છે. અમો

માબાપ વચ્ચે માનો એક સનાતન કચકચ છે. મા કહે છે બચ્ચાં મારાં; અને હું કહું છું કે છેવટે મારાં !! આમ અમો બન્ને આ જીવસમુદાયરૂપી બચ્ચાંઓ ઉપર હક્ક કરીએ છીએ. અને પ્રકૃતિરૂપી વિશ્વજનેતાએ તો માનો પોતાનું વર્ચસ્વ જાળવવા માટે પ્રતિજ્ઞા લીધેલી છે કે એકપણ બચ્ચાંને નારાયણને ખોળે નહીં બેસવા દઉં ! અને આથી સત્ત્વ, રજ અને તમરૂપી અલૌકિક રજ્જુ દ્વારા એણે સમસ્ત પ્રાણીઓ પોતાની સાથે બાંધી લીધેલા છે ! એ બંધન તોડી કોઈક જ મારા ખોળામાં રમે છે. આવા બળવાખોર બચ્ચાને મારી પ્રકૃતિ મારી પાસે આવવા દેવાં સામ-દામ-ભેદ-દંડ વગેરે બધાય ઉપાયો અજમાવે છે. મારી કૃપાથી કોઈ વિરલ એ બધાંને પાર કરી મારે ખોળે રમતો થાય છે. અને એવો બળવાખોર જ્યારે મારા ઉછરંગમાં રમતો થાય છે ત્યારે પ્રકૃતિ જનેતા ઝાંખી પડી જાય છે. અને તેવા બળવાખોર જીવ સમક્ષથી સદાને માટે વિવૃત્ત થઈ જાય છે ! હું છેવટે જીતું છું, કેમકે જીવમાત્ર આખરે તો મારું જ ફરજંદ છે. આ છે અમારી-વિશ્વના જનકજનનીની આંતરગુહ્ય, ભાગ્યે જ કોઈને સમજાતી રહસ્ય વાત ! ૧૦૦ એ ૯૯.૯ જીવો પ્રકૃતિના રાજ્યની સરહદ ઓળગી શકતા નથી. કોઈક વિરલ-કરોડે એક-એ સીમાને ઓળંગીને હું-સચ્ચિદાનંદના રાજ્યમાં પ્રવેશ કરે છે. સૌનો એ હક્ક છે, છતાં એ હક્કની બજવણી કરવામાં સૌ મોટે ભાગે પ્રમાદી છે. તો અર્જુન ! તને મારા નિગૂઢ આણાં છે. પ્રકૃતિની ઠગારી ગોદ છોડી જલદીથી મારી શાશ્વત શાંતિ આપનારી ગોદમાં આવ. અર્જુન ! સાંભળ. જાણ પ્રકૃતિની ન્યારી બંધનકળા તું સમજી લે. પ્રકૃતિ પ્રાણીમાત્રને ત્રિગુણે (ગુણ એટલે દોરડું) બાંધે છે. તે પૈકી જે સત્ત્વગુણ છે તે બાકીનાં બે કરતાં ઘણો સારો-પ્રકૃતિને પણ છેવટે છેહ દેનારો છે. પણ તે પ્રકૃતિનો જ ગુણ છે. હીરની દોરી જીવ લે. કાથાની કેવળ બાંધે જ. સત્ત્વગુણ પણ હીરની દોરી જેવો છે. ફાસી દેનારો છે. પણ બીજા બે કરતાં ઘણો જ ઉપકારક છે. માટે રજોગુણ અને તમોગુણરૂપી દોરડાંનાં બંધ, સત્ત્વગુણની વૃદ્ધિ કરી, શિથિલ કર. અને પછી સત્ત્વગુણને સત્ત્વગુણથી જ-કાંટાને કાંટાથી જ-મ્હાત કર. અને આમ ત્રણે ગુણથી પર થઈને મારા સચ્ચિદાનંદ સ્વરૂપમાં સદાનો મળી જા

સત્ત્વગુણ નિર્મલ હોય છે. પ્રકાશક હોય છે. નિરામય હોય છે. નિર્મલ એટલે કે જ્યારે સત્ત્વગુણ અંતરમાં ઉભરે ત્યારે રાગદ્વેષ વગેરે મેલો અને ઇર્ષ્યા અસૂયા વગેરે ઉપમેલો ધોવાય છે, ત્યારે ઈંદ્રિયો અને મનમાં પ્રકાશ પ્રકાશ હોય છે. એટલે કે સાચી સૂઝ હોય છે. અને એ ગુણ ઉભરે ત્યારે માનવ ભવરોગમાંથી મુક્ત થવાની યોગ્યતા મેળવે છે.

આવો આ છે છતાં બધક છે. સોનાની સાંકળ કીંમતી ભલે હોય પણ તે હાથપગને બાંધે જ છે. આથી કીમતી છે; માટે બંધન મંજૂર નહીં કરાય માણસને સત્ત્વગુણ બે રીતે બાધે સુખ અને જ્ઞાનમાં એ વળગણ આપી દે છે. પ્રકૃતિનાં જ છે સુખ અને જ્ઞાન! આત્માનું સુખ અને જ્ઞાન અપ્રાકૃતિક હોય છે. માટે એ બંધનરૂપ જ છે. આનો અર્થ એ થયો, પહેલાં સત્ત્વગુણની વૃદ્ધિ કરી રજ અને તમનું જોર ભાંગવું. અને પછી સત્ત્વગુણને સત્ત્વગુણની અત્યંત વૃદ્ધિથી આત્મદર્શને શાંત કરવો. રજમમાંથી સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામાં કૂચ થાય છે. આ સિવાય બીજો કોઈ માર્ગ નથી.

એ જ પ્રમાણે રજોગુણ રાગમય છે. તેમાંથી તૃષ્ણા અને સંગ=વળગણ જન્મે છે. દેહધારીને તે કર્મમાં આસક્તિ દ્વારા બાંધેલો રાખે છે. તમોગુણ અજ્ઞાન જન્માવે છે. સૌને મોહમાં પોઢાડે છે. પ્રમાદ–આળસ–અને પરમાર્થ પ્રત્યે ઊંઘતો કરે છે. સત્ત્વગુણ સુખમાં, રજોગુણ કર્મમાં તો તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાં પ્રેરે છે. મોટે ભાગે જગત રજમ્ તમસ્‌ની સત્તામાં રહે છે. રજસ અને તમસને નિર્વીર્ય કરી સત્ત્વમાં નિષ્ઠા મેળવવામાં પ્રગતિ છે–વ્યક્તિની અને સમષ્ટિની. ઉપરાંત ત્રણે ગુણો પ્રતિપળ વારાફરતી ક્રમશઃ આપણામાં વર્તતા રહે છે. સત્ત્વ વધે ત્યારે રજસ તમસ દબાય, રજસ વધે ત્યારે સત્ત્વ અને તમ હેઠતાય, અને તમસ વધે ત્યારે સત્ત્વ રજસ નિસ્તેજ થાય! ત્યારે આપણામાં કઈ પળે ,કયો ગુણ વર્તે છે એ કેમ જાણીશું? સ્વાત્માનુભવે જ એ સમજાય છે. આપણને તાળો મેળવવાનું સુગમ પડે માટે ભગવાન કયા ગુણની વૃદ્ધિનું કયું લક્ષણ અનુભવમાં આવે છે તે વર્ણવતાં કહે છે કે હે અર્જુન! જ્યારે શરીરની તમામ ઇન્દ્રિયોમાં અજવાળું અજવાળું ફેલાય–સૂઝ–જ્ઞાન પ્રકટે ત્યારે જાણવું કે સત્ત્વગુણ વધ્યો છે. ઉપરાંત જીવનમાં લોભ–પ્રવૃત્તિ–કામ્ય–સ્વાર્થી કર્મોનો આરંભ–અશાન્તિ–સ્પૃહા–આ પરિબળો વધે ત્યારે જાણવું કે રજોગુણ વધ્યો છે. ઉપરાંત અસૂઝ–અપ્રવૃત્તિ, પ્રમાદ અને મોહનો આપણા ઉપર અધિકાર જામે તો જાણવું કે તમોગુણ આપણને આવરીને બેઠો છે. જીવનભર માણસ કેવું જીવ્યો છે તે આના ઉપરથી સમજાશે. સરવાળે આપણે સાત્ત્વિક કે રાજસી કે તામસી જીવન જીવ્યા છે તે ઉપલાં લક્ષણ ઉપરથી પકડાય છે. જો સાત્ત્વિક જીવન જીવ્યા હોઈશું તો ઘડપણમાં આપણને અને આજુબાજુનાં સૌને એ આપમેળે સમજાઈ જશે. તેવું જ રાજસ તામસ જીવન અંગે જાણવું.

જીવનમાં અંતે જેનો સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો હશે તે મરણ બાદ જ્ઞાનીના વિમલ દેહને પામે છે. રજસમાં જે મરે તે કર્મ કઠીઆરાનો

દેહ પામે તમસમા મરે તે મૂઢ-પશુપક્ષી-સ્થાવરોની યોનિને પામે! તો આપણે શુ મેળવવુ એ આપણા હાથની વાત છે માનવજીવનમા તો સત્ત્વગુણની જ વૃદ્ધિ, સમૃદ્ધિ અને બેક બેલેન્સ હોવુ જોઇએ અને મરતી વખતે સત્ત્વગુણ ખૂબ વધે તે માટે જીવતાજીવત-બાળપણથી જ જીવનચર્યા સાત્ત્વિક હોવી ઘટે-વ્યક્તિની અને સમાજની ભારતવર્ષની સામાજિક જીવનવ્યવસ્થા આ પાયાના સિદ્ધાતની ઉપર જ રચાયેલી છે વર્ણાશ્રમ ધર્મનુ આ જ રહસ્ય છે રજસ તમસને વટાવીને જીવનના મધ્યાકાળ સુધીમા પણ એ રીતે જીવવાનો યત્ન કરનાર સાત્ત્વિક થાય! અસલના માણસો મરતા ત્યારે પણ શાન્તિથી મોટે ભાગે જતા આજના માણસો મરતી વખતે પણ ભારે અશાન્તિ જ ભોગવે છે! કારણ કે આજની જીવનવ્યવસ્થા સત્ત્વની વૃદ્ધિ થાય એવા નીતિનિયમોથી ઘણી આઘી છે આખા જગત જીવનમા તમસના પાયા ઉપર રજસની પ્રવૃત્તિ જોવામા આવે છે સત્ત્વગુણ તો બીચારો ચડાળોની ભીડમા શ્રોત્રિય બ્રાહ્મણની માફક લપાઈ લપાઈને ચાલતો ક્યાક જોવા મળે છે વ્યક્તિ અને રાષ્ટ્રના જીવન સરવાળે સાત્ત્વિક એટલે કે જ્ઞાનમય-પવિત્ર-શાત-સુખમય-ઉન્નત અને આત્મગામી થાય એ રીતે નીતિ નિયમો અને સમાજ સસ્કાર વગેરેની રચના થવી ઘટે આથી જ ભગવાન કહે છે કે અર્જુન! સાત્ત્વિક સુકૃત કર્મનુ ફળ નિર્મલ હોય છે દુખ રાજસ કર્મનુ, તો અજ્ઞાન તામસ કર્મનુ ફળ છે સત્ત્વમાથી જ્ઞાન, રજસમાથી લોભ અને તમસમાથી પ્રમાદ-મોહ અજ્ઞાન જન્મે છે ઊંચે જાય છે સાત્ત્વિક જીવો વચ્ચે રહે છે રાજસિક જીવો નીચે જાય છે તામસી જીવો કૂવાનો ખોદનાર પળેપળ નીચે, તો કૂવાની ઈંટ બાધનાર કડીઓ પોતાના જ કર્મે ઉપર જાય છે નક્કી કરી લેવુ ઘટે, સૌએ અને તે પણ સવેળા માનવ પોતે જ પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે તેને બીજાનો કે સયોગોનો કે દૈવનો કે પ્રભુનો વાક કાઢવાનો હક્ક નથી જીવમા ગજબનાકની શક્તિ છે એ શક્તિને એણે સમજપૂર્વક વળાક આપી જીવનનુ સર્વોચ્ચ લક્ષ્ય, સમય છે ત્યા સુધીમા, હાસલ કરી લેવુ ઘટે ચેતેલા જીવો મુક્ત થાય છે બેભાન અને અચેત જીવો સસારની ઘટમાળમા કુભના મેળામા યોગીની પેરે અટવાયા કરે છે! तस्मात् जागृहि जागृहि—તેથી જાગો! જાગો! એવો સદેશ સતજીવને સભળાય!

આટલુ ગુણોનુ પરાક્રમ વર્ણવી ભગવાન હવે જીવનમા રહેલી શક્તિને પ્રબુદ્ધ કરતા-જાગૃત કરતા કહે કે જ્યારે જીવ જાગશે-ગુણો જ કર્તા અને ભોક્તા છે- આખી ઘટમાળને માટે જવાબદાર છે-હુ તો ગુણોથી અને

તેમના આ કપટયંત્રથી પર છું-કેવળ સાક્ષી છું-મારે ગુણનાં ચરિત્રો સાથે આઘે આઘે પણ સ્નાનસૂતક નથી-જેમકે ઊંઘમાં-ત્યારે તે મારા ભાવને પામશે. અર્થાત્ જ જીવમાં ત્રણે ગુણથી પર થવાનું સામર્થ્ય અનામત પડયું છે. ફક્ત તેને જાગૃત કરી કામમાં લગાડવું જોઈએ. જે કોઈ આ ત્રણે ગુણને ઓળંગી જાય તે, ભગવાન કહે છે કે. જન્મ-મૃત્યુ-જરા દુઃખોથી પર થાય છે. અમૃત-અમર જીવન ભોગવે છે. માટે જ માનવે પોતાના આત્માની સૂતેલી સિંહશક્તિને ઢંઢોળવી ઘટે. બકરાની પેરે મેમેં બેંબેં કરવાનુ છોડી સિંહની પેરે જલધર ગર્જના કરવી ઘટે. ગુણમાં સબડતો જીવ નિર્બળ છે. ગુણથી પર થવા સમર્થ છે.

ભગવાનની આવી પ્રેરક અને પ્રબોધક વાણી સુણી અર્જુનને રોમાંચ થયો. તેનો આત્મા ખીલી ઊઠયો. તેણે પૂછયું-ભગવન્! ત્રણ ગુણથી પર એવા પુરુષનું લક્ષણ શું? તેનું વ્યવહારમાં વર્તન શું? કેવી રીતે ગુણત્રયને ઓળંગી જવાય?

અને પરમ કરુણાળુ ભગવાન મંગળમય જવાબ વાળે છે. કહે-અર્જુન! સાંભળ. ત્રિગુણથી પર હોય તે મહા અસહકારી અને અસહયોગી હોય છે. ત્રણ ગુણોનાં પોતાનામાં કે પોતાની બહારના વર્તનની એ કીંમત જ મૂકતો નથી. સત્ત્વગુણનો સમસ્ત પ્રકાશ હો કે રજસની પ્રવૃત્તિ હોય કે તમસનાં મોહ હોય-તે બધા પ્રવૃત્ત થાય તો તેમનો દ્વેષ ન કરે. નિવૃત્ત થાય, તો તેમને માટે ઈહા ન રાખે! ત્રણે ગુણો સાથે જડભરતની પેરે પૂર્ણ અસહકાર કરે! તેવો માણસ ત્રણ ગુણથી ઊંચે જે પરમાત્મા તેનામાં બેઠેલો હોઈને ગુણના પરાક્રમે ચળતો નથી. કેમકે તે જાણે છે કે ગુણો જ ગુણોમાં વર્તે છે. મિથિલા બળે તો જનકનું કંઈ નુકસાન થતું નથી-આવી તેની દૃઢતમ ધારણા હોય છે. ઉપરાંત હવે તે પ્રારબ્ધભોગ જ ભોગવતો હોઈને સુખદુઃખને સમાન ભાવે-વિના રાગદ્વેષ ભોગવતો રહે છે. સમસ્ત પરિસ્થિતિમા આત્મનિષ્ઠ રહે છે. પત્થર કે સોનાની તે વ્યવહારુ જ કિંમત મૂકે છે. માન-અપમાન-નિન્દા-સ્તુતિ-પ્રિય અપ્રિયમાં કે શત્રુ મિત્રમાં તેની મનની દાંડી સમતુલાનો ભંગ કરતી નથી. તેને સ્વાર્થી ગણાય એવાં કોઈ કર્મ રહેતાં નથી. જે કાંઈ કરે છે તે વિશ્વાત્માની પૂજારૂપ જ હોય છે. આવો જીવ ગુણાતીત કહેવાય! અને આવી અવસ્થા અર્જુન! મારી સાથે અવ્યભિચારી પ્રીતિ બાંધે તો જ મળે! પ્રકૃતિથી પર થવા માટે પુરુષોત્તમનું બળ અને કૃપા જ સામર્થ્ય દે! આથી અવ્યભિચારી ભક્તિ ત્રિગુણને તરી જવા માટેનો એકમાત્ર ઉપાય છે. આ સિવાયનું બીજું

બધુંય જીવાત્માના લોખંડી અને પોલાદી અહંકાર કે અભિમાનની જ કથા છે. અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવાત્માને પ્રત્યેક પળે પ્રભુશરણે જ રહેવાનો સંપૂર્ણ બોધ મળે છે એના જીવનમાંથી. પણ એ બોધ હૃદયે ઉતારવા જેટલો હજી એ નમ્ર થયો નથી. પ્રભુકૃપા જ જીવનને પાર કરે! આવો જીવ-પ્રભુની ભક્તિ દ્વારા તેની અનુકંપા પામેલો જીવ-જાતના બ્રહ્માનુભવ માટે યોગ્ય બને છે. અર્જુન! આ વિધિવાણી તું બરાબર સમજ.

॥ इति गुणत्रयविभागयोगः ॥ १४ ॥



ॐ

## ૧૫

## પુરુષોત્તમયોગઃ

આમ ચૌદમાં અધ્યાયમાં પરમાત્માએ ત્રિગુણાતીતનાં લક્ષણ બતાવી, ત્રણ ગુણોથી પર તત્ત્વના જ્ઞાનવિજ્ઞાનમાં જીવનની સિદ્ધિ છુપાઈ છે. જાણે તે ભજે. જે જાણે નહીં તે ભજી શકે નહીં. ભગવાનની અવ્યભિચારી ભક્તિ ત્રણ ગુણોને તરી જવાને માટે ઉપાય છે. તો તે ભગવાનને જાણવો જોઈએ પ્રેમ-ભક્તિ પૂર્વે પૂર્ણ પરિચયની અને માહાત્મ્યજ્ઞાનની અપેક્ષા રાખે છે. અને પરમાત્માને જાણવો એટલે તેના સ્વરૂપ અને શક્તિઓને પીછાનવા. આથી હવેના અધ્યાયમાં પરમાત્મા પોતાનો પૂર્ણ પરિચય દે છે..

આ અધ્યાય શાસ્ત્રનું મહત્ત્વ પામેલો છે. અર્થાત્ બીજા કોઇ અધ્યાયને શાસ્ત્રનું ગૌરવ પ્રભુએ આપ્યું નથી. પુરુષોત્તમ યોગને શાસ્ત્રની પદવી મળી છે. એને શાસ્ત્રનું બિરુદ મળ્યું છે. કેમકે શાસ્ત્રમાં જેટલા પદાર્થોનું યથાર્થ ચિંતન હોય છે તે તમામનું આ અધ્યાયમાં પૂરું નિરૂપણ છે. જગત, જીવ અને જગદીશ્વર-આ ત્રણ તત્ત્વજ્ઞાનનાં પદાર્થો છે. આ ત્રણેનું યથાર્થ અને મનમોહન વર્ણન પરમાત્માએ આ અધ્યાયમાં કર્યું છે. અને આથી આ અધ્યાયની પ્રતિષ્ઠાનો પાર નથી.

તે પૈકી પહેલા ત્રણ શ્લોકમાં સંસારનું અશ્વત્થ રૂપે વર્ણન કરેલું છે. સંસાર અને અશ્વત્થ એટલે કે પીંપળો-(વડ કહીએ તો પણ ચાલે) એકબીજાને ખૂબ મળતાં આવે છે. આથી સંસારને અશ્વત્થના રૂપકે અહીં ચીતર્યો છે. ઉપરાંત મહાપુરુષોની વાણી અર્થલલિત હોય છે. ઔચિત્યથી ભરપૂર હોય છે, અગાધ હોય છે, સરળ છતાં ગંભીર હોય છે. એનો અર્થ ધ્વનિથી ભરપૂર હોય છે. ભગવાન કહે છે અર્જુન ! આ સંસાર વડ જેવો છે, પણ દુન્યવી વડપીંપળો અને આ અલૌકિક સંસારરૂપી પીંપળો અમુક અંશમાં વિચિત્ર છે ! દુન્યવી પીંપળાના મૂળ નીચે હોય છે-શાખાઓ ઉપર હોય છે. આ અલૌકિક પીંપળાનાં મૂળ ઊંચે છે અને શાખાઓ નીચે છે. અર્થાત્ જ આ સંસારરૂપી પીંપળો મૂળમાં જ ઊંધો ઊગ્યો છે ! એનાં મૂળ ઊંચે છે. એટલે ?-કેટલે ઊંચે ? કોણ એ ઊંચાઈ માપી શકે ? તેજોવત્સર (Light years)ની પરિભાષામાં પણ એ ઊંચાઇનો પાર પામી શકાતો નથી ! આ 'ઊર્ધ્વમૂળ' એટલે સર્વોત્કૃષ્ટ કારણ અર્થાત્ જ પરમાત્મા ! અને પીંપળો કે વડની જેમ શાખાઓ ફેલાયેલી હોય છે તેમ આ સંસારરૂપી

વડની શાખાઓ નીચે સુધી-સ્થાવર સુધી ફેલાયેલી છે. એ અશ્વત્થ છે-એટલે આજે જે રૂપે છે તેવો કાલે નહીં હોય! અને છતાં એ નિત્ય છે. અર્થાત ક્ષણે ક્ષણે એનાં રંગરંગ બદલાતા રહે છે. પ્રતિક્ષણ એ બદલાય છે; છતાં નદીના પ્રવાહની પેરે જાણે તે જ છે એવો ભ્રમ પેદા થાય છે. જેમ વડના તેમ આ સંસારરૂપી વડનાં પણ પાદડાંઓ હોય છે. લીલાંછમ પાદડાંઓ વૃક્ષની શોભા હોય છે, વૃક્ષનું ઢાંકણ હોય છે, નીચે બેસનારનું છાયાદાન હોય છે. તેમ યજ્ઞ-દાન-અને તપરૂપી વૈદિક કર્મોરૂપી પાંદડાંઓ આ સંસારવૃક્ષની શોભા છે, એનું ઢાંકણ છે. એની નીચે બેસનારને છાયાદાન કરે છે. યજ્ઞ-દાન-અને તપ વિનાનું સંસારજીવન સૂક્કા ઠૂંઠા જેવું છે એ ધ્વનિ છે. જે કોઈ આ સંસારવૃક્ષને જાણે તે વેદનો વિદ્વાન છે. અર્થાત સંસારને આ રીતે જાણવામાં જ વેદવિદ્યા સાર્થક છે.

અર્જુન! આ સંસારરૂપી અશ્વત્થની શાખાઓ ઊંચે બ્રહ્મા સુધી અને નીચે ઝાડપાન સ્થાવર યોનિ સુધી પ્રસરેલી છે! સત્ત્વ રજસ અને તમરૂપી ત્રણ ગુણોથી પરિપુષ્ટ બનેલી છે. શબ્દ-સ્પર્શ-રૂપ-રસ-ગંધરૂપી વિષયોરૂપી એની કૂંપળો છે. ઉપરાંત અવિદ્યા-અસ્મિતા-રાગદ્વેષ-ભય વગેરે કલેશો અને ઈર્ષ્યા અસૂયા વગેરે ઉપકલેશોરૂપી એની વડવાઈઓ સૌના હૃદયમાં પ્રસરેલી છે. કર્મ પ્રમાણે સૌને બાંધનારી એ વડવાઈઓ છે. જેવું વર્ણવ્યું તેવું સંસારનું આ રૂપ કોઈની નજરમાં આવતું નથી! છતાં એ એવું જ છે! એની આદિ-મધ્ય કે અન્ત કોઈ જાણતું નથી! કોણ જાણે છે કે આ સંસારનો જન્મ ક્યારે થયો છે? કોણ જાણે છે કે એનો અંત પણ ક્યારે થનારો છે? અત્યારે પણ એ છે તેવો કોને ખબર છે? જીવમાત્ર મોટે ભાગે ઊંઘતા હોઈને, ભગવાનને જ જણાય એવું, આવું સંસારવૃક્ષનું રૂપ કોણ જાણે છે? અહો અજ્ઞાનની બલિહારી! સૌની હૃદયભૂમિમાં ઊગેલું આ સંસારનું કષ્ટદાયી વૃક્ષ-વૃક્ષ હોઈને જ છેદી શકાય એવું છે. વૃક્ષ શબ્દ સંસ્કૃતના "વૃશ્ચ"="છેદવું" એ ધાતુ પરથી બને છે. અર્થાત જ ૮૪ લાખ જન્મ-મરણ આપતું આ સંસારવૃક્ષ જો ધારીએ તો છેદી શકાય છે. જ્યાં સુધી એને છેદવાનું જીવાત્મા ઈચ્છતો નથી ત્યાં સુધી જ એ ફાલે છે અને ફૂલે છે. અંકુરિત, પલ્લવિત અને ફલિત થાય છે. અને આમ કહી વળી પરમાત્મા જીવાત્માના સુષુપ્ત સામર્થ્યને પ્રબુદ્ધ કરવાની પ્રેરણા કરે છે. આ દૃઢમૂળ સંસારને જો જડમૂળમાંથી છેદી નાંખવુ હોય તો તેનો ઉપાય શો? જેવું વૃક્ષ અલૌકિક છે તેવો તેને છેદવાનો ઉપાય પણ અદ્‌ભૂત છે! કોઈ લોખંડનાં શસ્ત્રાસ્ત્રે એ છેદાય એવું નથી. એને માટે તો દૃઢતમ અસંગરૂપી શસ્ત્ર જ જોઈએ. અસંગ એટલે અંગ-સંબંધ-સંસર્ગનો અભાવ-અનાસક્તિ.

એનો સંબંધ જ ન રાખીએ એટલે કે એમાં અહંમમ ન કરીએ એટલે આપોઆપ એ વૃક્ષના મૂળમાં હિંગ સીંચાઈ જાય છે અને એ આપમેળે સૂકાઈને તૂટી પડે છે. તો જેણે હૃદયમાં ઊંડે ઊંડે ઊતરી ગયેલા આ સંસાર વૃક્ષને મૂળમાંથી ઊખેડી નાંખવું હોય તેણે અસંગરૂપી શસ્ત્રથી સદા સજ્જ થવું. આ સંસાર સંગે પુષ્ટ થાય છે, અસંગે કૃશ થાય છે.

આમ અસંગરૂપી દૃઢ શસ્ત્ર વતી સંસારને છેદી–એટલે કે વિરક્ત થઈ જ્ઞાનપૂર્વક સંસાર ઉપરથી ઉઠમણાં કરી પછી એવા શાણા જીવે શું કરવું ? તો પ્રભુ કહે છે કે તેવાએ પરમપદની શોધ કરવી! ભગવાન્ કહે છે કે અર્જુન! ત્યાર બાદ તે પરમપદને શોધવા માટે યત્ન કરવો. એ પરમપદ ક્યાં આવ્યું ? એનું સરનામું ? અને આ ઠેકાણે પરમાત્મા મધુર અગમ્યતાવાદનો પુરસ્કાર કરે છે. કહે છે એ પદ ભૂગોળ ખગોળમાં નહીં મળે. એનું તો એક જ સરનામું કે લક્ષણ છે! ત્યાં ગયેલા પાછા કદિ અહીં આવતા નથી! અહીંનો જો કોઈ ત્યાં જાય તો ત્યાં એને એવું તો મળતર મળી રહે છે કે અહીં પોતાની ખબર પહોંચતી કરવા કે અહીંની ખબર ત્યાં પહોંચાડવા કોઈ કદિ પાછો ફરતો નથી. અર્થાત્ તે પરમપદ તે મુક્તિનું પદ છે. પરમાત્માનું પદ છે. પરમાત્માને પામીને આવાગમન રહેતું નથી! તે માટે સાધન ? તો શરણાગતિ. તે પરમાત્માને શરણે પળવું ઘટે. શરણાગતિ સિવાય આરો નથી!! જે પરમાત્મતત્ત્વને શરણે જવાતું છે તે આ પુરાણી સૃષ્ટિ પ્રવૃત્તિનું મૂળ છે! આટલી તે પદની ઓળખ થઈ! વધુ ઓળખ આગળ આવશે.

અને હિમાલયનાં શિખરો સર કરવા જનારને કેટલી તૈયારી કરવી પડે છે ? જીવનનું આ સર્વોચ્ચ શિખર સર કરવા માટે પણ પૂરી લાયકાત જોઈએ છે! પરણવાની લાયકાત–નોકરી માટેની લાયકાત–પૈસો મેળવવાની લાયકાત–તો શું પ્રભુ મેળવવાની જ ન જોઈએ ? ઉલટી એ પ્રાપ્તિ તો પૂરા લાયકને જ મળે છે. ત્યાં ભરભલામણ કે ચિઠ્ઠીપાટી કે સગાંવાદ કે બીજી કોઈ આડીતેડી વાત ચાલતી નથી. ઉપરાંત ત્યાં ૩૩ કે ૩૫ ટકાએ પણ પસાર થવાતું નથી ! ત્યાં તો સોમાંથી સો માર્ક્સ લાવે તેનો જ પત્તો લાગે છે! તો એ પરમપદની પ્રાપ્તિ કોને થાય ? જે ભાવ આપે તેને ઉત્તમ વસ્તુ મળે! ત્યાં પ્રવેશ અને નિવાસ માટે અહીંનાં બધા વાઘા ખંખેરી નાંખવા પડે છે. માન અને મોહને તિલાંજલિ દેવી ઘટે. આત્માને લગતા ભાનમાં સદા રહેવું જોઈએ. સંગદોષો જીતવા જોઈએ. સમસ્ત વ્યક્તિગત કામનાઓનો દેશનિકાલ દેવો જોઈએ. સુખદુઃખાદિ દ્વંદ્વોથી પર

થવું ઘટે. આવા જે થાય તેઓ અમૂઢ હોઇને તે અવ્યયપદને પામે છે! ફળ માટે ઝંખીએ તે પહેલાં યોગ્યતા મેળવવાનો યત્ન કરીએ. ઉપર બતાવી તે યોગ્યતા મેળવવા માટે દુન્યવી કોઈ શાળા મહાશાળામાં વરસો અને જિંદગી બગાડવાની જરૂર નથી. હાં એ યોગ્યતા મેળવવા સાટે સંતોની શાળામાં જવુ જોઇએ. સત્કર્મની પૂંજી વસાવવી જોઇએ. પુણ્યની થાપણ અખૂટ હોવી જોઇએ. શાસ્ત્રોની મૈત્રી હોવી ઘટે. પ્રભુને શરણે જવાની વિનમ્રતા હોવી ઘટે. આ બધી અંતરની યોગ્યતાઓ છે. બહારની દુનિયાનો ઉપયોગ, અંતરની તત્પદ મેળવવા માટેની યોગ્યતા મેળવવા પ્રયત્ન થવો જોઇએ.

અને પરમાત્મા પુનઃ તે પરમપદની ઓળખ આપતાં કહે છે–અર્જુન! તે પદ કયાં છે? તે પદને સૂરજ ચાંદ કે અગ્નિ પ્રકાશિત કરી શકતાં નથી! આથી જ્યાં અગ્નિ સૂરજ કે ચાંદનાં અજવાળાં જતાં હોય ત્યાં તેની શોધ કરવાનો અર્થ નથી! એ મફતનો વ્યર્થ યત્ન હશે. એક ડોશીમાની તેની તેની ઝૂંપડીમાં સોઈ ખોવાઈ ગઈ. તે શોધવા લાગ્યાં. કોઈક સજ્જને કહ્યું– મા! અજવાળામાં શોધો! ભોળાં મા બહાર મ્યુનિસિપાલિટીના ફાનસના પ્રકાશે ઝૂંપડીના અંધારામાં ખોવાયેલી સોઈ શોધવા લાગ્યાં! કલાકો ગયા! મા થાકયાં. કોઇક વધારે સજ્જને જોઇને, પૂછીને, હકીકત જાણીને કહ્યું– મા! ઝૂંપડીમાં દીવો કરી ત્યાં જ શોધો. ફાટેલાને સાંધતી સોઈ મળશે. માતાએ તેમ કર્યું અને સોઈ જડી! આત્માની સોઈ હૃદયની અંધારી ઝૂંપડીમાં ખોવાઇ છે. ચોર્યાસી લાખ જન્મની થાકેલી જીવડોશી તેને બહાર શોધે! કેમ મળે? જ્યાં સૂરજચાંદનાં પ્રકાશ નકામા પડે છે તે હૃદયની ગુહામાં સાધનાનો દીવો સળગાવી શોધીશું ત્યારે એ ખોવાયેલી પણ બધું ફાટેલુ સાંધી દેતી, આત્માની સોઈ મળશે અને મળશે ત્યારે કેમ જાણીશું કે એ મળી છે? તો તેનું એક જ ચિહ્ન છે. એ મળશે એટલે પાછા આવવાનું નહીં રહે! જન્મમરણનો ફેરો ત્યાં થંભી જ ગયેલો હશે. પ્રભુ કહે છે મારું ધામ જાણજે. મામાનું ઘર કેટલે તો દીવો બળે તેટલે! પ્રભુનું ધામ કેટલે તો જ્યાં અંતરનાં ચીરાગ બળે તેટલે! यद् गत्वा न निवर्तन्ते–જ્યાં જઈ પાછા ન ફરે તે પ્રભુનું ધામ. શોધીશું આ સરનામે–એ સિવાયનું સરનામું અટવાણુ માત્ર છે.

તો આ પદ કેમ સૌ મેળવતા નથી! કેમકે કોઇને પણ જીવભાવ છોડવો ગમતો નથી! પ્રભુ કહે છે-પ્યારા અર્જુન! મારો જ અંશ આ જીવલોકમાં 'જીવ' થઈ ગયો છે!! એ સનાતન અંશ પોતાની દિવ્યતાને ગિરો મૂકી બેઠો છે. પરમાત્માને આ વાત કહેતાં પણ મનો શરમ લાગે

છે! પોતાનો જ અંશ જાતને છોડીને પારકાનો થઈ બેઠો છે! બાપને દિકરાનું આવું આચરણ જોતાં સંકોચ લાગે કે નહીં? સ્વદેશ છોડી, કુચ્છંદમાં પડી, પરદેશમાં દીકરો વસે તે વત્સલ પિતાને કેમ ગમે? અને આથી શિવસ્વરૂપ છાંડીને જીવરૂપ થયેલો આ આત્મા શું માંડી બેઠો છે? પ્રકૃતિની બનાવટરૂપ મન સહિત બીજી પાંચ જ્ઞાનેન્દ્રિયોને ભોગ માટે ખરચી રહ્યો છે! મૂળમાં એ છે પૂર્ણ. એને કોઈ ભોગનો કે રોગનો સ્વરૂપે સ્પર્શ નથી જ, છતાં એ છ ઇંદ્રિયોની અજગરવ્યૂહમાં ફસાઈ, જાતના શિવસ્વરૂપને નીચોવી રહ્યો છે! અને ભોગ ભોગવવાના આ છ સાધનોને સજ્જડપણે એ વળગી રહે છે. જન્મમરણના ચક્રમા અવિરતપણે ભમે છે! અને પ્રત્યેક જન્મે ચાવેલું જ ચાવે છે. ખાધેલું જ ખાય છે. ભોગવેલું જ ભોગવે છે! વિષયોનો ભોગ એ ટૂંકમા સૌ જીવોની કરુણ કહાણી છે. માયાની મીઠાશમાં લટ્ટુ બનેલો આ જીવ પોતાના સ્વરૂપની અનુપમ મધુરી અને તેને રસાસ્વાદ વિસરી બેઠો છે અને ચાટુની પેઠે જનમ જનમ જન્મીને શબ્દ-સ્પર્શ-રૂપ વગેરેનો વાસી રસ લેતો ફરે છે! કોણ એને એની આ નાદાનિયતમાંથી ઉગારે? કોઈપણ અવસ્થામાં—પછી તે મરણની કે જીવનની કે ભોગ ભોગવવાની હોય-વિમૂઢ લોકો એને જોઇ શકતા નથી. પણ જેમની જ્ઞાનરૂપી આંખ ખૂલી છે તેને મૂળમાં શિવસ્વરૂપ જીવની આ કરુણ અને કારમી પતિત અવસ્થા સ્પષ્ટ સમજાય છે! શિવસ્વરૂપ જીવને યત્નશીલ યોગીઓ પોતપોતાનાં અંતરમાં સાક્ષાત્ કરી શકે છે. અને તે દ્વારા પતનમાંથી પુનઃ ઉત્થાનમા ચાલ્યા જાય છે. પણ મેલા જીવો યત્ન કરે તો પણ તેમને સ્વરૂપનું ભાન થઇ શકતું નથી. આથી સમજુએ શુદ્ધ થઈ જવું! સ્વરૂપદર્શન કરી લેવું.

આમ જીવને સ્વરૂપે પ્રબુદ્ધ થવાનો સંકેત કરી તેના પ્રબોધના સાધનરૂપ પોતાના અપાર માહાત્મ્યનો સ્હેજ ખ્યાલ આપતાં કહે છે કે હે અર્જુન! જાણે છે અખિલ જગતને પ્રકાશિત કરતો સૂર્ય અને આહ્લાદિત કરતો ચંદ્ર પોતાનો અખૂટ પ્રકાશ કયાંથી મેળવે છે? પ્રિય અર્જુન! એ તેજ મારું આપેલું છે! આભની અટારીને મેં સળગાવી છે. એમાં નથી જોઈતી દીવેટ, નથી જોઈતું તેલ, નથી જોઇતી ઇંતર સામગ્રી! કોઇક દિવસ વિનમ્ર થઇને વિચાર તો ખરો કે આભનાં દીવડાં કોણે પ્રકટાવ્યાં, કોણે ચેતાવ્યાં? તને ભાવ-ભરપૂર નમ્રતા મેળવવા માટે આટલુ બસ નથી શું? છતાં એટલું બસ નહીં હોય તો તને આગળ બીજું રહસ્ય કહું છું. આ પૃથ્વી ઉપર જે સ્થાવર જંગમ ટકી રહ્યાં છે-ભલા! કોનાં ઓજસે એ બધાં ટકી રહ્યાં છે?-મારાં ઓજસે!

છોને અભિમાનના પૂતળા જેવા માનવો લનારો કરે-સત્ય એ છે કે પરમાત્મા જ પોતાના દિવ્ય ઓજસે સૌને ટકાવે છે રસાત્મક ચંદ્ર બની ઓષધીઓને અન્નમાત્રને એ પોષે છે! અન્ન અન્ન નથી ધરતી માતાનુ પ્રભુએ આપેલુ દૂધ છે ઉપરાંત પણ જો જીવ! તારુ અભિમાન ન તૂટતુ હોય તો જાણી લે કે તને ફકત ખાઈ જાણે છે અંદર ગયા પછી એમાથી જે જે રસો વગેરે પેદા થઈને જીવન ટકાવે છે તે કોને લઈને? પરમાત્મા જ પ્રાણ અપાનને વર્તાવી ચાર પ્રકારનુ ખાધેલુ અન્ન વૈશ્વાનરરૂપી જઠરાનલ સ્વરૂપે પચાવી પ્રાણીમાત્રને પોષે છે પણ પરમાત્મા પોતાનુ ડુગડુગિયુ વગાડતા નથી. એ ક્ષુલ્લક કામ તો માનવ જ કરે છે ભિખારી જ્યારે દાન આપવા નીકળે ત્યારે પોતાના દાનની ભાટાઈ કરે જ! અમીર નહીં કરે! પરમાત્મા અમીર છે! જીવાત્મા ભિખારી છે! પ્રભુનુ આપેલુ જ એ લે છે આ દૃષ્ટિએ જોતા મુક્તિની અવસ્થા જ અભિખારી અવસ્થા છે અને છતા માનવ શુ જોઈને મૂછો રાખતો હશે પરમાત્માના અસીમ દાન સમક્ષ કર્ણો અને ભામાશાઓ પણ ક્ષુદ્ર જણાય છે માનવ તુ સહેજ નમ્ર થા અને પરમાત્માને માણવા જેવો સૌભાગ્યશાળી થા આ છે ધ્વનિ! ઉપરાંત પરમાત્મા નિરતિશય પ્રેમ બતાવતા કહે છે અર્જુન! હુ સૌના હૈયામા જ બેઠો છુ. કેટલો બધો પ્રભુપ્રેમ! કોઈપણ જીવના હૃદયને છોડીને પળભર તે જાય જ નહીં કદાચ તે જ પળે જીવ તેને મળવા આવે તો? આવો અધીરો પ્રભુ જીવવત્સલ નહીં તો બીજુ શુ ગણાય! પરમાત્માને લઈને જ માનવ કે જીવોને સ્મૃતિ, જ્ઞાન અને એ બન્નેની વિસ્મૃતિ થાય છે! આ પણ પ્રભુની કેવી ગહન યોજના છે? શિવતમ યોજના છે! જો માનવને એના બધાય આગલા જન્મોની સ્મૃતિ થતી હોત તો જીવન કેવુ કથળી જાત? પરમાત્માની આ પરિપૂર્ણ યોજના માનવ સમજે તો? આથી જ પરમાત્મા જાણવા જેવો છે એને જાણ્યે જાણવાનુ ખતમ થાય છે! આમ પોતાના જીવનત માર્ગના વત્સલભાવપૂર્વકના મહિમા જણાવી ભગવાન ઉપસંહાર કરતા કહે છે કે અર્જુન! ક્ષર અને અક્ષર એટલે કે પ્રકૃતિ અને તેના વિકારો આ બે પુરુષો છે એટલે કે સર્વત્ર પરિપૂર્ણ છે ક્ષર અને અક્ષર એટલે વ્યકત અને અવ્યકત એટલે કે વિકૃતિ અને પ્રકૃતિ એટલે કે પંચમહાભૂતોથી માંડીને બુદ્ધિ સુધીના તેવીસ તત્ત્વો અને ક્ષર પુરુષ ચોવીસમુ પ્રકૃતિરૂપ તત્ત્વ તે અક્ષર પુરુષ છે તે બને પરમાત્માની જ શકિત સ્વરૂપ છે સ્વરૂપે જડ છે અને શિવ સ્વરૂપે જુદો ન હોઈને ઉત્તમ પુરુષ તે ક્ષર અને અક્ષરથી ભિન્ન છે. તે જ પરમાત્મા છે અને પ્રકૃતિ અને તેની વિકૃતિઓથી પર હોઈને જ એ

પરમાત્મા પુરુષોત્તમ કહેવાય છે. આ પુરુષોત્તમ પણ દરેક જીવનો જન્મ સિદ્ધ હક્ક છે. જે કોઈ મને આ રીતે જાણશે તે મને સર્વભાવે ભજ્યા વિના નહીં રહે! તે માણસ પૂરો વિદ્વાન છે. કેમકે તે જગત જીવ અને જગદીશ્વરને પૂરો સમજી ચૂકયો છે! અર્જુન! તું નિષ્પાપ છે. અને આથી મેં તને આ ગુહ્યતમ શાસ્ત્ર પ્રેમના માર્યા કહી દીધું છે. આટલું જે જાણે તે જ બુદ્ધિમાન છે. તે કૃતકૃત્ય છે. આથી વધારે કશું જાણવાનું નથી.

॥ इति पुरुषोत्तमयोगः ॥ १५ ॥



ॐ

# ૧૬
# દૈવાસુર સંપત્-વિભાગયોગ

પુરુષોત્તમયોગ ભક્તિ વિના થાય નહીં. ભક્તિ વિવેકજ્ઞાનની અપેક્ષા રાખે છે. જ્યાં સાચો વિવેક નહીં ત્યાં સાચી ભક્તિ પણ હોતી નથી. ભક્તિ એ સત્યનિષ્ઠ સર્વોચ્ચ વર્તનની કળા છે અને આથી પુરુષોત્તમની પ્રાપ્તિ વિવેકજન્ય ભક્તિ ઉપર અવલંબે છે. પંદરમો અધ્યાય જીવ-જગત અને જગદીશ્વરના તત્ત્વજ્ઞાન-વિવેકજ્ઞાન આપી કૃતાર્થ થાય છે. આપણે હવે એ પુરુષોત્તમ-દેવાધિદેવ ઘટઘટમાં અદૃશ્ય થાણાં જમાવીને સદા રહેતા દેવનો સાક્ષાત્કાર કરવો છે. અંતરની ઊંડી ગુહામાં દટાયેલા એ દેવને અંતરની સપાટી ઉપર લાવવો છે. તેને જીવનમાં જીવવો છે. તે માટે શું કરીશું ? જ્યારે રાષ્ટ્રપતિ આવતા હોય ત્યારે આપણે સામુદાયિક- કેવી તૈયારી કરીએ ? રસ્તાઓ ચોકખા કરીએ, શહેરને શણગારીએ, તેમાં સન્માન માટે ભવ્ય મંડપો રચીએ ! બધું સુવ્યવસ્થિત કરીએ !' તો 'આ તો બ્રહ્માંડપતિ આવવાનો છે ! તેને માટે વ્યક્તિજગત કેવી તૈયારી ઉચિત છે ? ભગવાન હવે તે દર્શાવે છે. માનવનું અંતર દૈવી અને સેતાની વૃત્તિઓનાં ઉદયાસ્તથી ભરપૂર હોય છે. એ ગજગ્રાહ અંતરસરોવરમાં ચાલ્યા જ કરે છે. અમૃતમંથન માટે દેવો અને દાનવોએ સામસામા ઊભી હજારો વર્ષો મંથન કર્યું તેમ આપણા અંતરની દૈવી અને આસુરી વૃત્તિઓનો સામસામો સંઘર્ષ કોણ નથી અનુભવતું ? માનવનું અંતર દેવદાનવની અમરભૂમિ સમું છે. જો આપણે દેવને મેળવવો છે તો આપણામાં રહેલી દૈવી વૃત્તિઓનું જ પોષણ કરવું જોઇએ. આસુરી વૃત્તિઓનું નિકંદન કાઢવું જોઇએ. દેવ થઈને દેવને મળીએ. દેવ થઈને દેવને પૂજીએ. દેવ થયા વિના દેવાધિદેવ કેમ મળે ? આથી દેવપંથ ઉપર યાત્રા કરવા ઇચ્છનારે પ્રતિપળ દૈવી સંપત્તિનો સંચય કરવો ઘટે. જેનો દેવ પુષ્ટ થાય તેનો દાનવ કંતાય. જેનો દાનવ પુષ્ટ થાય તેનો દેવ કંતાય. જે રસ્તો લેવો હોય તે લઈ શકાય. આપણે માર્ગે જવા સ્વતંત્ર છે, પણ માનવ વિવેકી હોઇને એણે દેવયાન પંથ જ લેવો ઘટે. દેવ અને દાનવ, વૃત્તિઓના સ્વરૂપ ઉપરથી જ કળાય છે. ભગવાન અર્જુનને રસ્તો બતાવતા કહે છે અર્જુન ! કલ્યાણ પંથનો જે યાત્રી હોય તેનામાં દૈવી વૃત્તિઓની જ ઉપજ, પોષણ અને સંચય થાય છે. અંતઃકરણની શુભ વૃત્તિઓ તો કઈ કઈ ગણાય ? જો અર્જુન ! તને દિશાસૂચક તેટલું આપું. અભય, સત્ત્વસંશુદ્ધિ, જ્ઞાન-યોગવ્યવસ્થિતિ, દાન-દમ-યજ્ઞ-સ્વાધ્યાય

તપ, આર્જવ, અહિંસા, સત્ય, ક્રોધાભાવ, ત્યાગ, શાંતિ, અપૈશુન, દયા, અલોલુપતા, માર્દવ, લજ્જા, અચાંચલ્ય, તેજ, ક્ષમા, ધૃતિ, શુચિતા, દ્રોહનો અભાવ, અને અતિમાનીપણાનો અભાવ–જેનું ભાવિમા કલ્યાણ થનારું હોય તેનામાં આ વૃત્તિઓ, આ સદ્‌ગુણો હોવા ઘટે. જેનામાં આ હશે તેનામાં દેવ મોડાવહેલો પ્રકટ્યા વિના ન રહે !

તે પૈકી **અભય** એટલે કોઈપણ પ્રકારના ભયનો અભાવ. ભય અજ્ઞાનની વંશાવલિનું છેલ્લું ફરજંદ છે. અને એની સત્તા પણ નાનીસૂની નથી ! સાચી નિર્ભયતા ભાગ્યે જ જોવા મળે. જે આત્માને જાણે તે જ પૂરો નિર્ભય હોય. **સત્ત્વસંશુદ્ધિ** એટલે ચિત્તના સત્ત્વગુણની શુદ્ધિ. એટલે કે રજોગુણ તમોગુણથી ન ભોટાએલા પ્રબળ સત્ત્વગુણનો સ્થાયી ભાવ. **જ્ઞાનયોગ-વ્યવસ્થિતિ** એટલે સમજપૂર્વક વર્તવાની વખાણવા યોગ્ય ટેવ. સમજપૂર્વક કામ કરવાથી માનવને પસ્તાવું પડતું નથી. **દાન** એટલે મમતાને મોળી પાડવાની સાધના. **દમ** એટલે બાહ્ય ઇંદ્રિયોનો સંયમ. **યજ્ઞ** એટલે મોટે ભાગે પરોપકારી જીવનચર્યા. આત્માના દર્શનમાં સહાય થાય એવા ગીતા ઉપનિષદ્ વગેરે શાસ્ત્રોનો નિયમિત અભ્યાસ એટલે **સ્વાધ્યાય**. **તપ** એટલે દરેક વખતે વિચારપૂર્વકનું વર્તન. **આર્જવ** એટલે તનમનવચનની એકરૂપતા. જેવું હૈયે તેવું હોઠે-તેવું હાથે; નિષ્કપટતા. સૌની સાથે પ્રેમદયાનો વ્યવહાર એટલે **અહિંસા**. જેવું જોયું હોય, સાંભળ્યું હોય, પ્રસંગ આવે તેનું યથાર્થ ચિંતન અને કથન કરવું એટલે **સત્ય**. ક્રોધના અવસરે પણ, ક્રોધ કરવા જેવી ચીજ ન હોઈને, તેનો અભાવ–જાતને અને સામાને વગર ચિંતાએ બાળનારો ચિત્તનો જે જ્વલનાત્મક આવિર્ભાવ તે ક્રોધ–તેનો સમજપૂર્વક અભાવ એટલે **અક્રોધ**. **ત્યાગ** એટલે બદલો ન લેવાની વૃત્તિ. ત્યાગ આત્માની શ્રી છે. **શાન્તિ** એટલે રાગદ્વેષના કોલાહલનો અભાવ. **અપૈશુન** એટલે ચાડીચુગલી કરવાની અતિ કાયર ટેવનો અભાવ. સૌના દુઃખે દુઃખી થવાની અને તે દુઃખને યથાશક્તિ ફેડવા માટેનો યત્ન કરતી આનંદદાન વૃત્તિ એટલે દયા. લોલુપતાનો અભાવ-સ્વાર્થ સાધવામાં જ કેવળ તલપાપડ થવાની ખંધી ટેવનો અભાવ એટલે **અલોલુપતા**. હૃદય અને વર્તનની કોમળતા એટલે **માર્દવ**. ન કરવા જેવું કરતા કે ન વિચારવા જેવું વિચારતાં અટકાવનારી અંતરની કુલીનતા એટલે **લાજ**. સ્ત્રી–પુરુષ સૌનું એ ઘરેણું છે. સંસ્કૃતમાં એને હ્રી કહે છે. વગર પ્રયોજને જ તન મન વચન પટપટાવવાની ભૂરી અણઘડ ટેવ તે **ચાપલ્ય**. તેનો અભાવ, જીવનમાં ઘટતી ગંભીરતા અને સાર્થક ચેષ્ટા એટલે **અચાપલ્ય**. સામાથી વગર લેવેદેવે ન હણતાઈ જતાં તેના ઉપર પોતાના વ્યક્તિત્વની અસર કરનારી આંતરતેજસ્વિતા એટલે

તેજ. પારકાનાં અપરાધોને સહી લેવાની આત્માની તાકાત એટલે **ક્ષમા.** **ધૃતિ** એટલે કોઈપણ પ્રસંગે વેરાઈ ન જવું-ખમીર જાળવી રાખવું-અંદરથી ન ભાગી જવું-અનાસક્તિની એ મંગલા છટા છે-એનું નામ ધૃતિ. અંદર બહાર અને આજુબાજુની પવિત્રતા એટલે **શૌચ.** કોઈનો પણ વિશ્વાસઘાત ન કરવો એટલે **અદ્રોહ.** અતિમાનિતાનો અભાવ એટલે પોતાનું જ પૂંછડું ન તાણ્યા કરવું તે. જાતને અતિ સમર્થિત ન કરવાની કુલીનતા; પોતાનો કક્કો જ ખરો બીજાનો નહીં-આવી નીચ અતિમાનની પૂજાનો અભાવ એટલે **'ન-અતિમાનિતા.'** બસ આ છવ્વીસ સદ્‌ગુણો એટલે જ દૈવી સંપત્તિ. આનો પૂરો સંચય કરવાથી દેવ ઉપર આવ્યા વિના રહેતો નથી.

ઉપલી જેમ દૈવી તેમ હવે પછી આસુરી સંપત્તિની યાદી પણ જોઈ લેવી જોઈએ. દંભ-દર્પ-અભિમાન-ક્રોધ-કઠોરતા અને અજ્ઞાન-આ છનો આસુરી સંપત્તિમાં સમાવેશ થાય છે. તે પૈકી **દંભ** એટલે કે પોતાની પૂજા પ્રતિષ્ઠા વગેરેને માટે, જેવા આપણે ન હોઈએ તેવા બતાવવાની બાલીશ ટેવ! જેવા નથી તેવા બતાવવાથી તેવા થઈ જવાતું નથી! દંભ સત્યનો શત્રુ છે. **દર્પ** એટલે સામાને નીચકારી કાઢવાની અધમ વૃત્તિ! આનાથી વધારે મોટું આત્માનું કોઈ અપમાન નથી. **ક્રોધ** એટલે જાતને અને સામાને દઝાડે અને બાળે એવી આગીઆ ચિત્તવૃત્તિ. ગમતું ન થાય ત્યારે આ મહાપામર વૃત્તિ ઉપજે છે. બેહદ નિર્બળ હોય તે ક્રોધ કરે. ક્રોધ બળની નહીં-નિર્બળતાની જ નિશાની છે. **અતિમાન** એટલે પોતાને વિષે ફાવે તેવી કલ્પના કરી તેને વળગી રહેવાની અને બીજાઓ પાસે પણ તે સ્વીકારાવવાની સતત ઝંખના. આ જુલમ છે. **પારુષ્ય** એટલે સૌની સાથે લુખ્ખું મોઢું ચઢાવેલું સદા ભય પ્રેરતું વર્તન. કોમળતાનો અભાવ તેમાં મુખ્ય હોય છે. અને સૌથી પ્રબળ સૌના માબાપ જેવી જે વૃત્તિ તે **અજ્ઞાન.** અજ્ઞાન એટલે ખોટી, અવળચંડી-જળમાં સ્થળ અને સ્થળમાં જળ બતાવનારી-આડી સમજણ. સૌથી ભયંકર આસુરી વૃત્તિ તે અજ્ઞાન છે.

અને આ દૈવી અને આસુરી સંપત્તિનો ભેદ સૃષ્ટિભેદનું પણ કારણ છે. જેની જેવી સંપત્તિ તેવી તેની ગતિ! દૈવી સંપત્તિ હશે તો છેવટે વિમોક્ષ મળશે. અને આસુરી સંપત્તિનો સંચય હશે તો પરિણામે આત્માનું બંધન થશે. આપણે સૌ અર્જુનની પેરે દૈવી સંપત્તિવાળા હોઈશું તો ભાવિમાં શોક સંતાપ કે પશ્ચાત્તાપનો અવસર નહીં રહે! દેવને માર્ગે ચાલવા ઈચ્છનારથી દૈત્યની સંપત્તિ તરફ તો બાડી નજરે પા

અને દૈવી સંપત્તિનો તો વિસ્તારથી આગલા પાછલા અધ્યાયોમ ભગવાને ખ્યાલ આપ્યો છે. આ અધ્યાયનો હવે પછીનો ભાગ આસુર સંપત્તિના વર્ણનમાં ક્ષીણબળ થાય છે. આસુરી જીવો એટલે "ખાના પીના-મઝા કરના" સમ્પ્રદાયના અનુયાયીઓ. સુધરેલી ભાષામાં એ ચાર્વાકનાં શિષ્યો કહેવામાં આવે છે. આ જાતના જેટલા અનુગામીએ કોઈપણ પળે દુનિયામાં હોય છે, તેટલા બીજા કોઈ મતના હોતા નથી વેદાન્તીઓમાં પણ ઘણા ગુપ્ત ચાર્વાક જ હોય છે. કારણ માયા બહુ જબરી છે. માનવ સ્વાભાવિક રીતે જ પ્રાણીની પેરે નીચે જવાની વૃત્તિમાં મોટે ભાગે હોય છે. પાર્થિવ આકર્ષણોથી પર થવું સહેલું નથી. અપાર્થિવમા મહાલવા માટે સંસ્કાર તાલીમ શક્તિ સન્મત્તિ અને સુકૃત જોઇએ છે. મોટા ભાગમા એ બધા હોતા નથી-હોય છે તો પ્રેરક નીવડે એટલાં તાકાતવાળાં હોતાં નથી. આથી માનવજાતિનો મોટો ભાગ "ખાવું પીવું મોજ કરવી" સિવાયની વાતમાં ઝાઝો રસ લઈ શકતો નથી! માયાના મારે ખોખરા થયેલા જીવો વ્હેલા વ્હેલા માયાની જ પથારીમાંથી ઊઠતા નથી. શાણાઓએ તેમની સાથે અખૂટ ધીરજપૂર્વક કામ લેવુ જોઈએ.

આસુરી જીવોને પ્રવૃત્તિ અને નિવૃત્તિનો વિવેક હોતો નથી! ન કરવાનું જ મોટે ભાગે તેઓ કરતા હોય છે; અને કરવા જેવું જ મોટે ભાગે વિસરતા હોય છે. ઉપરાત તેમને જીવનની પવિત્રતાનો મહત્તાનો-સાધન શુદ્ધિનો ખ્યાલ હોતો નથી. શિષ્ટોનો આચાર તેમને ફાવતો નથી કે પાલવતો નથી. સત્ય સાથે તેમને ખાસ સંબંધ હોતો નથી! તેઓ જગતને અસત્ય ઉપર જ નભતું માને છે. તેવાઓને મન જગત કોઈ સત્યતત્ત્વમાં પ્રતિષ્ઠિત હોય તેમ સમજાતું નથી. તેઓ ઈશ્વરને ગુજરી ગયેલો જ સમજે છે! ઈશ્વર જેવા તત્ત્વની ખટપટમાંથી જ તેઓ પોતાની જાતને મુક્ત માને છે! ઈશ્વરમાં માનીએ તો ઘણી ખટપટ ઉભી થાય છે. એનાં કરતાં ઇશ્વરનો છેદ ઉડાવીને જ વર્તીએ તો તાત્કાલિક ઘણી રાહત મળી જાય છે. સ્વચ્છંદાચાર તો જ સરળ થાય! ભોગ જ જગતની ઉત્પત્તિનું કારણ છે! કામદેવ જ એક આરાધ્ય દેવતા છે, (Wealth-wine and woman) આજ જીવન-સુખની ઇતિશ્રી છે! જીવનમાં તેમની આવી દૃષ્ટિ હોય છે. આવી દૃષ્ટિને આધારે તેઓ ધપે છે. તેમનો આત્મા ખોવાયેલ છે. તેમની બુદ્ધિ અલ્પમાં જ રાચે છે. અને ભગવાનની આ સજાની તેમને તરત તો ખબર પણ પડતી નથી. પરિણામે તેવાઓ ઉગ્ર કર્મો કરે છે. જગતના સૌભાગ્યને નંદવી નાંખે છે. તેઓ વિશ્વના અમિત્રો (વિશ્વામિત્રો) થાય છે!

ઉપરાંત આવી ક્ષુલ્લક દૃષ્ટિ ધરાવતા જીવો કદિ જેનું પેટ ભરાતું નથી એવા કામના સેવક બને છે. દંભ-માન-મદ તેમનાં સાથીતો હોય છે. મોહ તેમનો પ્રવર્તક હોય છે. જૂઠી દૃષ્ટિને તેઓ ચીવટથી પકડી રાખનારા-માર ખાય, નાક છૂંદાય તો પણ તેને ન છોડનારાઓ હોય છે! અને તેમનાં જીવનને નિયમિત કરનારાં પરિબળો સ્વયં અપવિત્ર જ હોય છે. ભોગ જ તેમને મન જીવનનું સર્વસ્વ લાગે છે. બસ-આ દેખાતું જીવન જ છે. એની પેલે પાર કશું નથી, એવો તેમનો અવળો નિશ્ચય થઇ ગયેલો હોય છે. નાકની પેલે પાર તેમની દૃષ્ટિ જ જતી નથી. પૈસો મારો પરમેશ્વર, પત્ની મારી પરમારાધ્ય દેવતા, ભોગ જ મારી મહાપૂજા-આવી તેમની જીવનદૃષ્ટિ તેમને જકડી રાખે છે. સેંકડો આશાઓની જાળમાં તેઓ માછલાં પેરે ગૂંચવાયેલા જ રહે છે. કામ અને ક્રોધમાં જ પરાયણ હોય છે. અને ભોગનો લ્હેલાટ શાન્ત કરવા માટે ન્યાય અન્યાયની પણ તેમને પડી હોતી નથી. અશુદ્ધ ઉપાયો દ્વારા તેવાઓ ભોગનાં સાધનોનો સંચય કરે છે.

અને આ ઠેકાણે પરમાત્મા એક સનાતન શેખચલ્લીનું અપૂર્વ ચિત્ત દોરે છે. આસુરી જીવો પોતાની જ મનોરમ કલ્પનામાં કેવા લટ્ટુ થઇને રમતા હોય છે એનું શબ્દચિત્ર ખેંચતા પરમાત્મા કહે છે-"આવા જીવો શેખચલ્લી જેવા બને છે. આજે આ મળ્યું છે અને હવે મારો અમૂક મનોરથ તો કાલે પૂરો થશે જ! પેલો મારો હરીફ હતો તેને તો સ્વર્ગસ્થ કરી દીધો છે, બાકીનાંને યમદેવના પરોણા કરતાં હવે વાર નહીં લાગે! હું ઈશ્વર છું. કોણ છે મારાથી અદકો? અમન ચમનનાં બધાંય સાધનો મોજૂદ છે. વાડી-ગાડી-લાડીનો ક્યાં અભાવ છે? મારી સિદ્ધિઓ પણ ઈર્ષ્યાજનક છે. બધી જાતનાં બળો મારી સેવામાં હાજર છે. સુખી છું, કુલીન છું. મારા જેવો છે કોણ? થોડા હજી વધારે પૈસા આવવા દો એટલે યજ્ઞયાગાદિ કરીશ બાપદાદાઓને નામે દાન કરીશ. અને લીલા લ્હેર જ થશે!! આવા તર્કવિતર્કોનાં ઉપર જીવનભર આરૂઢ જીવો ચંચળ-ચિત્ત હોય છે અને આથી જાણે એકને બદલે સેંકડો મને વિચારે છે! મોહની મારકણી જાળમાં ફસાયેલા હોય છે. પદાર્થોનાં ઉપભોગમાં લટ્ટુ હોય છે. પણ અંતે તેઓ નરકમાં-અપવિત્ર જીવનનાં અંધારામાં જ પ્રવેશે છે.

તરીકે ક્યાં હોય છે? તો અહંકાર, બલ, ગર્વ, કામ અને ક્રોધ આ બધાંય પોલાં બળો છે! જમના નદીના કાચબા જેવા છે. છેવટે દગો દેનારાં છે! અને પરિણામે એવા જીવો શાનો પોટલો બાંધે છે? મારા અને સૌમાં રહેલા આત્માના દ્વેષનો! અને દ્વેષ કરવા, વેર કરવા તો જીવન મળ્યું હોતું જ નથી. જીવન તો સૌના ઉપર વ્હાલ કરવા વ્હાલાએ દયા કરીને આપ્યું છે! પણ આ ભવ્ય વાત તેવાઓને આખા જન્મારામાં પણ સૂઝતી નથી! છેવટે મારે ન છૂટકે એવા દ્વેષીલા અને ડંખીલા જીવોને નિરંતર નરકમાં નાંખવા પડે છે. અને એવા જીવો આસુરી યોનિઓમાં જ રસળતા રહીને મને તો પામતા નથી જ પણ તેથી પણ અધમ યોનિઓને પામે છે! અને માનવ થયા બાદ પ્રભુ જ ન મળ્યો તો બીજું બધું મળે તોયે શું અને ન મળે તોયે શું? માનવજીવન તો પ્રભુપ્રાપ્તિ માટે જ છે. તેવા આસુરી જીવો પ્રભુની આ નારાજીને કદી સમજી શક્તા નથી.

આથી અર્જુન! કામ–ક્રોધ અને લોભ–આ ત્રણ છે નરકનાં દ્વારો. આત્માનો એ ત્રણે વિનાશ નોતરે છે. શાણો માણસ એ ત્રણેને તજે. જે કોઈ નરકનાં આ ત્રણે દ્વારોને તજે છે તેને પોતાનું કલ્યાણ સૂઝે છે. અને કલ્યાણની સૂઝને લઈને સન્માર્ગે ચાલતાં તે પરમગતિને પામે છે.

અને જીવનમાં અર્જુન! સ્વેચ્છાચાર ન કરવો. શાસ્ત્રોએ બતાવેલા માર્ગે જ ચાલવું. શાસ્ત્રોની વિધિને અભરાઈએ ચઢાવીને જે ચાલે તે માણસ સિદ્ધિ કે સુખ કે પરમગતિને કદી પામી શકતો નથી. અને જાણજે કે વાસીદું વાળવાનું પણ શાસ્ત્ર હોય છે. આથી શું કરવું, કેવી રીતે કરવું, વગેરે બધીય બાબતોમાં શાસ્ત્રીય–Scientific વિચારણા પ્રમાણે અનુસરવું. માનવ થઈને શાસ્ત્રોનો દ્વેષ ન કરવો ઘટે. જન્મવાનું પણ શાસ્ત્ર છે. જીવવાનું પણ છે. મરવાનું પણ છે અને વર્તવાનું પણ છે! શાસ્ત્રોનો દ્વેષ એ સત્યનો દ્વેષ છે. માટે અર્જુન! કલ્યાણની ઈચ્છાવાળાએ શાસ્ત્રીય રીતે જ વર્તવું ઘટે.

॥ इति दैवासुर संपद्विभागयोगः ॥ १६ ॥

ॐ




૧૭

## શ્રદ્ધાત્રય વિભાગ યોગ

આગલા અધ્યાયમાં પરમાત્માએ શાસ્ત્રની પ્રતિષ્ઠા ગાઈ. દરેક ક્રિયાનું શાસ્ત્ર હોઇ શકે છે અને શાસ્ત્રજ્ઞાનપૂર્વક વર્તનારને જ સુખ સિદ્ધિ અને પરમગતિ મળે છે એવું વિધાન કર્યું. પણ આ વિશાળ દુનિયામાં શાસ્ત્રનું જ્ઞાન કેટલાને? અને વર્તવું તો બધાયે જ પડે છે!! શાસ્ત્રીય જ્ઞાન ગણ્યાંગાંઠયાંને જ હોય. અને વર્તવાનું તો મૂર્ખને અને પંડિતને—અજાણ કે સુજાણ સૌને ઠર્યું છે! આથી મોટે ભાગે માનવ દેખાદેખીએ, પ્રાકૃતિક સંસ્કારે, પરિસ્થિતિના દબાણે, સંસ્કૃતિના સંસ્કારે કે પછી એના જન્મ–જન્મના શ્રદ્ધાના સંસ્કારે વર્તે છે. અને શ્રદ્ધાનું બહુ મોટું પરિબળ છે. જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં શ્રદ્ધા હોય છે જ. આથી શાસ્ત્રોનાં વિરહમાં પણ માનવ પોતાની શ્રદ્ધાએ દોરાય છે. તો શ્રદ્ધા જ પ્રેરકબળ હોઈને અર્જુન પાયાનો પ્રશ્ન પૂછે છે કે ભગવન્! મોટા ભાગનાં માનવો શાસ્ત્ર-વિધિથી અણજાણ હોઈ, તેમને નેવે ચઢાવી શ્રદ્ધાથી વર્તે છે. વર્તનથી નિષ્ઠા બંધાય છે. એકનું એક વર્તન જ્યારે આપણામાં વણાઈ જઇ ટેવરૂપ બને છે ત્યારે તેના ઉપરથી લોકોનો આપણા વિષે દૃઢ અને અફર અભિપ્રાય બંધાય છે. આપણી નિષ્ઠા એ જ લોકોનો અભિપ્રાયનો પાયો છે. અને નિષ્ઠાનું મૂળ વર્તન છે. વર્તનનું મૂળ શ્રદ્ધા છે. તે શ્રદ્ધામાંથી જન્મતી નિષ્ઠા કયા પ્રકારની હોય છે? અર્થાત્ સાત્ત્વિક રાજસી કે તામસી નિષ્ઠા તેવાની હોય! અર્થાત્ જ શ્રદ્ધાનું જીવનઘડતરમાં શું કાર્ય? શો ફાળો?

અને ભગવાન મંગળ મધુર જવાબ વાળતાં કહે કે અર્જુન! જીવની શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. જન્મ જન્મની વાસનાના સંસ્કારે વણાયેલી આ શ્રદ્ધા સ્વાભાવિકપણે જ ક્યાં તો સાત્ત્વિક કે રાજસિક કે ક્યાં તો તામસિક હોય છે. પ્રત્યેક માણસના સત્ત્વાનુસાર તેની શ્રદ્ધા હોય છે! આ જીવ શ્રદ્ધામય છે. એટલું જ નહીં, જેની જેવી શ્રદ્ધા તેવો થઇને ઊભે છે! કેવો ભવ્ય વિચાર! અહીં પરમાત્મા શ્રદ્ધાનાં મૂલ્ય મૂકે છે! અસ્તિ-બુદ્ધિ એટલે શ્રદ્ધા, જગત, જીવ અને જગદીશ્વરની અસ્તિ વિષે જેની જેવી બુદ્ધિ તેવી તેની શ્રદ્ધા થાય છે. અને શ્રદ્ધામય છે આ પુરુષ. અર્થાત્ એ અસ્તિસભરપૂર છે! ચોર્યાસી લાખ વખત તેણે દેહ ફેરવ્યા, પણ પોતાની અસ્તિમાં ફેર પડ્યો નથી! આથી જ એની અસ્તિ તે તે

રૂપે પ્રકટે છે દરેક જીવમા રહેલી આ અગ્નિબુદ્ધિ તેને તે જેવો થવા માગે છે તેવો કરે છે આપણે માનવ થવા ઈચ્છયુ—આપણી એ શ્રદ્ધા થઈ આપણે માનવ થઈને ઊભા છીએ આમ પોતે કેવા થવુ છે તે પોતાના ઉપર જ આધાર રાખે છે! નરનો નારાયણ એ થઈ શકે છે એનામા એ શક્યતા છે! એનામા એ દૃઢકતુ છે—અતૂટ સકલ્પ છે—અતૂટ ઈચ્છાશક્તિ છે, એ ધારે તો પાષાણમાથી પરમેશ્વર પ્રકટાવે! આમ શ્રદ્ધા બહુ મોટુ બળ છે એ આત્માની જ મહાશક્તિનો પ્રાદુર્ભાવ છે! "દીવાલો દુર્ગની તૂટે તમારી આત્મશ્રદ્ધા ત્યો"—આમ ગાનારા ગાઈ ગયા છે અને તે કેવળ સાચુ છે આપણી શ્રદ્ધાનુ બળ હજી આપણે પૂરુ પીછાન્યુ નથી! પીછાનીશુ ત્યારે વિસ્મયમા ગરકાવ બની જઈશુ! જે જેવી શ્રદ્ધાવાળો તે તેવો થાય છે—આટલા નાનકડા વાકયમા ભગવાને ગાગરમા સાગર ભરી દીધો છે! શ્રદ્ધા સમુ બળ નથી શ્રદ્ધા આપણુ નિર્માણ કરે છે આ શ્રદ્ધા સત્ત્વ ગુણાદિ ગુણો દ્વારા પ્રકટતી હોઈને સાત્ત્વિક વગેરે ત્રણ પ્રકારની થઈ રહે છે તે પૈકી તે શ્રદ્ધા તે તે ચિહ્નો દ્વારા પકડાય છે સાત્ત્વિક શ્રદ્ધા દેવમુખી થાય છે રાજસી શ્રદ્ધા પૈસા અને સત્તાની પૂજક થાય છે તામસી શ્રદ્ધા ભૂતકાળને જ પૂજનારી હોય છે! તેવા જીવોને ભૂતકાળમા સત્યયુગ લાગે છે વર્તમાનકાળમા કેવળ કળિયુગ જ દેખાય છે! ઉપરાત તેવા જીવો ઘોર દારુણ તપ તપે છે પણ તે તપ શાસ્ત્રથી વિરુદ્ધ જ હોય છે! તપમા તેમનો દભ અને અહકાર ઘટતો નથી પદાર્થોની પ્રાપ્તિ માટેના રાગથી ખેચાયેલા હોય છે ઉપરાત તેઓ શરીરને મફતનુ કષ્ટ આપે છે શરીર તો ઈશ્વરનુ મદિર છે એને જર્જર ન કરી નાખવુ ઘટે પોતાના શરીરમા રહેલા આત્માને અને અતર્યામી એવા મને શરીરને વ્યર્થ કષ્ટ આપી સતાપે છે! આવા જીવો ઘણા હોય છે તેઓ આસુરી નિશ્ચયવાળા જાણવા! તેમનુ કદી કલ્યાણ થતુ નથી

આમ શ્રદ્ધાના ત્રણ પ્રકાર બતાવી હવે પરમાત્મા આહારના પણ ત્રણ સાત્ત્વિક વગેરે પ્રકારો બતાવે છે આહારને અને ગીતાને શો સબધ એવુ કોઈ ન માને આહારની શુદ્ધિમા તો હૃદયની ગાઠોનો મોક્ષ છુપાયો છે એવુ ઉપનિષદ્‌ના ઋષિનુ દર્શન છે આહારશુદ્ધિમા સત્ત્વની શુદ્ધિ છે અન્ન તેવો ઓડકાર એવી કહેવત છે તે તદ્દન સાચી છે જીવનમા રસોડુ અને જાજરૂ ખૂબ અગત્યનો ભાગ ભજવે છે એ બે જેના ચોકખા તેનુ જીવન ચોકખુ માણસ શુ ખાય છે, કેવુ ખાય છે, કેટલુ ખાય છે, કયા ખાય છે—આ બધુ આધ્યાત્મિક જીવનમા તો અતિશય અગત્યનુ છે જેની જીભ

કાબૂમાં ન હોય તેની બીજી ઇન્દ્રિયો વશમાં હોય એમ માનવું મનાવવું નરી બાઘાઈ છે! યદ્યપિ માનવ ખાઉધરું પ્રાણી છે. છતાં એ જો વિકસિત મનવાળું થયું હોય તો એનાથી બધું ન ખવાય. વિવેકભર્યું જ ખવાય પીવાય. માણસનું પેટ ઇતર પ્રાણીઓનું કબ્રસ્તાન નથી! આથી માંસાદિ તો એનાથી ખવાય જ નહીં! ન છૂટકે એણે અન્નાહારી અને વનસ્પત્યાહારી જ થવું ઘટે. જો કે સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇએ તો એમા પણ હિંસા છે જ. આથી જ મોક્ષની કિંમત છે. એ એક જ એવી અવસ્થા છે જે પૂરી અહિંસક અવસ્થા છે. એ અવસ્થામાં જ સ્થાવરજંગમ સાથેનું જીવનું ઋણાનુબંધ પૂરું થાય છે. આથી તે દુર્લભ અવસ્થા ન મળે ત્યાં સુધી વચલું સમાધાન, અન્નાહારી અને શાકાહારી થવાનું, વિકાસની કેડી ઉપર ચાલતા માનવે સ્વીકારવું ઘટે. માંસાહાર તો કેવળ વર્જ્ય છે. માંસ શબ્દનો અર્થ જ એવો છે કે જેને અત્યારે ખાવામાં આવે છે તે ભવિષ્યમાં આપણને ખાશે. આમ આહાર-મીમાંસા તો અતિ અગત્યની છે. આથી ગીતાના આ અતિ કામના અધ્યાયમાં ભગવાન સાત્ત્વિક વગેરે આહારની મીમાંસા કરે છે. આયુષ્ય, ખમીર, બળ, આરોગ્ય, સુખ, પ્રીતિનાં વધારનારા રસ્ય–સ્નિગ્ધ–સ્થિર અને હૃદયંગમ આહારો સાત્ત્વિક છે. હિન્દુ સુખી કુટુંબોનો જે સામાન્ય આહાર છે તે સાત્ત્વિક છે. અતિશય ખાટા–ખાગ–તીવ્ર–લૂખા–દાહક ખોરાકો રાજસી છે. પરિણામે તેવા આહારો દુઃખ, શોક અને રોગ દેનારા હોય છે. ઉપરાંત વાસી–લૂખા એંઠા જૂઠા, અપવિત્ર આહારો તામસ છે. આ લક્ષણોએ આપણા આહારને આપણે જાણવા. ડાહ્યો માણસ થોડું ખાય પણ સાત્ત્વિક વાનગી જ ખાય! ખાવાને માટે આપણો જન્મ નથી, છતાં ખાવા વિના પણ ચાલે તેમ નથી. આથી આપણો ખોરાક સાત્ત્વિક જ હોવો ઘટે. આ ખોરાકનો પ્રશ્ન દુનિયાના ડાહ્યા વૈદ્યોએ બુદ્ધિપૂર્વક છણવો જોઇએ. જે કોઇ દુનિયાને ખોરાકનું–સાત્ત્વિક ખોરાકનું પત્રક ઘડી આપશે તે દુનિયા ઉપર ભારે ઉપકાર કરશે. ખોરાકનો પ્રશ્ન આધ્યાત્મિક દૃષ્ટિએ છણાવો જોઈએ.

આમ ખોરાક ઉપર વિચાર કરી, પરમાત્મા, યજ્ઞનાં પણ સાત્ત્વિક વગેરે વગેરે ત્રણ પ્રકારો કહે છે. આધુનિક જમાનામાં યજ્ઞ શબ્દ એના મૂળ અર્થમાં જ લેવો ઘટે. છેક સહેલી રીતે કહીએ તો પરોપકારી જીવન એટલે યજ્ઞ. માનવ કરોડોનાં ઉપકારોએ જીવે છે. આથી એણે પોતે પણ સામો ઉપકાર કરીને જ વર્તવું ઘટે. અલ્પજ્ઞ અને અલ્પશક્તિ માનવ પરસ્પરના ઉપકાર લઈને અને દઈને જ જીવી શકે. આથી જે જગતનો ઉપકાર લે, પણ તેને સામો આપતો નથી તે શાહુકાર નથી. આથી યજ્ઞ કરવો ઘટે. પણ યજ્ઞ પાછળની પ્રવર્તક મનોદશા અગત્યની છે. જે કાર્ય પાછળ ફળનો

મનસૂબો ન હોય, જે વિવેકપૂર્વક કરવામાં આવે અને જે મારું કર્તવ્ય છે, માટે જ મારે કરવું ઘટે–એ સમજણથી પ્રેરાયેલું હોય, તે યજ્ઞીય કર્મ સાત્ત્વિક કહેવાય. ફળની અભિલાષાથી વિધાયેલું, દાંભિકતાથી ભરપૂર હોય તે યજ્ઞીય કર્મ રાજસ. ઉપરાંત જેમા વિધિનું નામ ન હોય, જેમ તેમ કર્યું હોય, જેમાં ત્યાગ ન હોય, વિચાર ન હોય, કોઈને ફાયદો ન હોય અને શ્રદ્ધાસૂનું હોય તે તામસ કહેવાય.

આમ શ્રદ્ધા આહાર અને યજ્ઞની સાત્ત્વિક વગેરે ભેદ ત્રિવિધના બતાવી. હવે તપના પણ ત્રણ પ્રકાર બતાવે છે. તપનો મૂળ અર્થ તો આલોચન કરવું, વિચાર કરવો એવો થાય છે. અર્થાત્ જ વિચારપૂર્વકનું વર્તન એટલે તપ. વિચારથી વિખૂટું પડેલુ જીવન અતપસ્વી છે. દેવપૂજન, દ્વિજપૂજન, ગુરુ અને પ્રાજ્ઞનુ પૂજન, શૌચ, આર્જવ, બ્રહ્મચર્ય અને અહિંસા આટલાંનો **શારીરિક** તપમાં સમાવેશ થાય છે. આ જરૂરી હોઈને જરા વિસ્તારથી સમજી લેવું ઘટે. દેવપૂજન એટલે શું? તો ઉપનિષદમાં દેવોની ગણના કરવામાં આવી છે. માતૃદેવો ભવ, પિતૃદેવોભવ, આચાર્યદેવોભવ, અતિથિદેવો ભવ. આમાં નવા યુગની માંગને પહોંચી વળવા આપણે થોડું ઊમેરી શકીશું કે બાલદેવોભવ, વિશ્વદેવોભવ, પરસ્પરદેવો ભવ વગેરે. અર્થાત્ માતપિતાને દેવ જાણવા, ગુરુને દેવ જાણવા, અતિથિને દેવ જાણવા, બાળકને, વિશ્વને, અને અન્યોન્યને દેવ તરીકે જાણવા! આ બધાંય દેવ પરમાત્માનાં સાક્ષાત્ અવતારો છે. માતપિતાનાં ઋણમાંથી તો કોણ છૂટે? ચારે પુરુષાર્થોને માટે શક્તિશાળી દેહ દેનાર માતાપિતાનો કદી ઉપકાર ન ભૂલાય! માતાપિતાનો–તે પછી ગમે તેવાં હોય–દ્રોહ કરનારનું કલ્યાણ થતું નથી. આચાર્ય તો સો માતપિતા કરતાં પણ ચડીઆતા, કારણ કે તે તો અજ્ઞાનનાં અંધારાથી પાર કરી અજવાળામાં સ્થાપિત કરે! મોક્ષની અવસ્થામાં પણ કદાચ એ મધુર ઋણમાંથી આત્મા નહીં છૂટતો હોય! અતિથિપૂજામાં તો વહેંચીને ખાવાની પ્રતિજ્ઞા છે. ખવડાવીને જ ખવાય! હોટલો અને વશીઓ નીકળે એ શોભા નથી, સંસ્કૃતિનું દેવાળું છે! માનવને જો માનવ વ્હાલ કરી નહીં ખવડાવે પીવડાવે તો કોણ એ કરશે? બાળકોને પણ દેવ જ માનવા ઘટે. આપણી ભાવિની આશા તો બાળક છે. જગતની રંગભૂમિ ઉપરથી વિદાય લેતું વૃદ્ધત્વ શૈશવને જોઈને તો ટાઢક અનુભવે છે. વિશ્વને પણ દેવ ગણવું જોઈએ. એક બીજાને પણ દાનવ ગણીને જ આપણે વર્તીએ છીએ. દેવપૂજન જો તપ છે તો પરસ્પરને પણ પૂજીએ, સૂંથીએ નહીં! દેવપૂજનનો અર્થ જ કલ્યાણી છે. તે ઉપરાંત વિષ્ણુ શંકર ભગવાન આદિ દેવોનાં પૂજન પણ ધર્મ્ય છે. દ્વિજપૂજન એટલે

સંસ્કાર અને વિદ્યાનું પૂજન. કેમકે દ્વિજ એટલે બ્રાહ્મણ અને બ્રાહ્મણ એટલે સંસ્કાર અને વિદ્યાનો જ્યોતિર્ધર. આપણાં કરતાં શરીર સિવાયની બીજી બધી ગુણસંપત્તિમાં જે તોલ્યો હોય તો ભારી નીકળે તે ગુરુ. કેમકે ગુરુ શબ્દનો અર્થ ભારી એવો થાય છે. તો આપણાથી જ્ઞાને-વયે-સંસ્કારે-મત્તાએ-ઐશ્વર્યે-બળે જે ભારે તે ગુરુ. તેનું પણ આદરમાન કરવું ઘટે. પ્રાજ્ઞ એટલે લાબુ જોઈ શકનારા શાણા પુરુષો. તેમનું પૂજન પણ કરવું ઘટે. શારીરિક પવિત્રતા એટલે શૌચ; એટલે કે શરીરને બહારથી ચોકખું રાખવું-અંદરથી પણ આહારાદિની શુદ્ધિથી પવિત્ર રાખવું તે આર્જવ એટલે સરળતા. અતિ સંયમી ભોગ એટલે બ્રહ્મચર્ય, કેમકે અહીં ગૃહસ્થ જીવનની વાત છે. શરીર દ્વારા કોઈને ઈજા ન પહોંચાડવી એટલે અહિંસા-આટલું આપણે શરીર દ્વારા કરી શકીએ. આથી વિચારપૂર્વકનું એ શરીરવતન હોઇને તપ કહેવાય.

હવે વાઙ્મય તપ એટલે શું? વાણીનું તપ તો ખૂબ જ આવશ્યક. વાણીમાં વિશ્વસઘાત જન્માવવાની તાકાત છે. આથી વાઙ્મય તપ તો ખૂબ જ જરૂરી! કોઇને ઉદ્વેગ ન થાય-એટલે કે તેના લોહીની ઝડપ વધી ન જાય-તેનાં રાગદ્વેષો ઉશ્કેરાઈ ન જાય એવી સત્ય, પ્રિય અને હિતકર વાણી અને તે ઉપરાંત સ્વાધ્યાયનો અભ્યાસ એટલે વાઙ્મય તપ છે. સત્ય, પ્રિય, હિત વચન માટે ખૂબ જ તપશ્ચર્યા કરવી પડે છે. માણસ નબળું હોઇને આવડે તેટલું અને તેવું બોલી નાંખે છે. એણે આવડે તેટલું નહીં-તેવી રીતે નહીં, પણ યોગ્ય રીતે અને યોગ્ય જ બોલવું જોઇએ. આ દિશામાં સ્વાધ્યાય ખૂબ જ ઉપયોગી નીવડે છે. કેમકે શાસ્ત્રોનો અભ્યાસ એ ઋષિ મુનિઓની વાણી અને વિચારમાં ગંગાસ્નાન છે. એના અભ્યાસથી વાણીની તપસ્વિતા આપમેળે આવે. આટલાં વર્ષો માનવજાતને આવડ્યું હોય એવું ખાસ લક્ષણ જણાતું નથી. મીઠી, મધુરી, સૌનાં હૈયાંને હરી લે, સામાનાં દુઃખને શાહીચૂસ પત્રની પેરે ચૂસી લે, રાહત, આનંદ, ઉમંગ અર્પે એવું બોલતાં અને છતાં સત્યથી અને હિતથી વેગળું ન હોય એવું બોલવાની કળા ખૂબ જ જાગૃત અને દીર્ઘ કળા માંગે છે.

ઉપરાંત મનની રાગદ્વેષ રહિતતા, પ્રસન્નતા, પ્રિયતા, મૌન અને મનનો નિગ્રહ, ભાવોની ઉત્તરોત્તર શુદ્ધિ-આટલાંનો માનસતપમાં સમાવેશ થાય! સૌમ્યતા-પ્રિયતા એટલે ચંદ્રનાં જેવી સુકોમળ સુલાયમતા. મૌન એટલે અહીં સંકલ્પનો ત્યાગ. મનનો નિગ્રહ એટલે હરામ વિષયોમાં મનના સંચારનો અભાવ. ભાવોની શુદ્ધિ અને લાગણી અને વિચારની અને

ચિંતનની વિશુદ્ધિ છેવટે તો મનના ઉપર જ આધાર રાખે છે. આથી માનસિક તપ એ સૌ તપનો પાયો ગણાય. આજની દુનિયાની બિમારી માનસિક છે. આજનાં પ્રશ્નો માનસિક છે. આજની જીવનજટિલતા મનો જટિલતાને આભારી છે. વિશ્વમાનસને આજે માનસતપની જરૂર છે.

ઉપરનાં ત્રણે પ્રકારનાં તપો પણ પુનઃ સાત્ત્વિક વગેરે ભેદે ત્રણ પ્રકારનાં છે. પરમશ્રદ્ધા, ફળનિઃસ્પૃહતા અને એકાગ્રતાથી જો ઉપલાં ત્રણે તપો થાય તો તે સાત્ત્વિક કોટિમાં આવે સત્કાર, માન કે પૂજા પામવાની વૃત્તિથી કે દંભથી તપ થાય તો તેવું રાજસિક તપ ચંચળ અને ફળદાને નિશ્ચિત નથી હોતું. ખોટી સમજે કે પોતાની કે પારકાની પીડા કરીને કે સામાને ઉખેડી નાંખવા માટે જો આ તપો થાય તો તે તામસ જાણવા. તામસ તપ તો છેક જ હીન છે!

આમ તપની મીમાંસા પૂરી કરી. હવે દાનની ભવ્ય મીમાંસા ભગવાન શરૂ કરે છે. દાન એટલે આપવું તે. શું અને કેટલું અને ક્યાં સુધી તેની કોઈ સીમા નથી. આપણામાં મમતા કેટલી મોળી પડી છે તે દાન બતાવે અને આથી જ દાન શબ્દનો મૂળ અર્થ સમજી લેવો જોઈએ. દાન એના મૂળ અર્થમાં શોધનની ક્રિયા છે. પવિત્ર કરનારી ક્રિયા છે. અને આત્માને ઓળખે તે તો બધું દાનમાં જ દઈ દે, કેમકે આત્મા, સાથે કશું લઈ જવા જેટલો નીચ નથી! બધું જો છોડીને જ જવું પડતું હોય તો જાતેજાત બધું દાનમાં દઈ દેવામાં આત્માનો વિજય છે! મોત ફરજિયાત પાણી

ક્રિયાઓ કરવી. 'તત્' નો અર્થ એ કે ફળની સ્પૃહા સિવાય બધી ક્રિયા કરવી. સત્ શબ્દ સદ્ભાવ, સાધુભાવ–સત્કર્મ વગેરે અનેક અર્થમાં વપરાય છે. યજ્ઞ, દાન, તપમાં નિષ્ઠાને પણ સત્ કહેવાય. અને ભગવાનને અર્થે થતાં કર્મોને પણ સત્ કહેવાય. અને કર્મમાં આખો ભગવાન જો ઉતારવો હોય તો પ્રત્યેક કર્મને ભગવન્નામનો સ્પર્શ કરવો. નામમાં પૂરો ભગવાન સમાઈ જાય છે. નામ પ્રભુની પૂર્ણ સ્તુતિ છે. આથી સમસ્ત જીવન ૐ તત્ સત્ના સ્પર્શે કંચનનું કરવું ઘટે. શ્રદ્ધાએ કરેલું તે સત્. અશ્રદ્ધાથી થયેલું કે કરેલું અસત્. અસત્ અહીં કે ત્યાં ક્યાંયે સુખદાતા નથી! આમ હરિઃ ૐ તત્ સત્નો ભારે મહિમા ગાતાં આ અધ્યાયની પ્રભુ પૂર્ણાહૂતિ કરે છે.

॥ इति श्रद्धात्रयविभागयोगः ॥ १७ ॥



ચિંતનની વિશુદ્ધિ છેવટે તો મનના ઉપર જ આધાર રાખે છે. આથી માનસિક તપ એ સૌ તપનો પાયો ગણાય. આજની દુનિયાની બિમારી માનસિક છે. આજનાં પ્રશ્નો માનસિક છે. આજની જીવનજટિલતા મનોજટિલતાને આભારી છે. વિશ્વમાનસને આજે માનસતપની જરૂર છે.

ઉપરનાં ત્રણે પ્રકારનાં તપો પણ પુનઃ સાત્ત્વિક વગેરે ભેદે ત્રણ પ્રકારનાં છે. પરમશ્રદ્ધા, ફળનિઃસ્પૃહતા અને એકાગ્રતાથી જો ઉપલાં ત્રણે તપો થાય તો તે સાત્ત્વિક કોટિમાં આવે. સત્કાર, માન કે પૂજા પામવાની વૃત્તિથી કે દંભથી તપ થાય તો તેવું રાજસિક તપ ચંચળ અને ફળદાને નિશ્ચિત નથી હોતું. ખોટી સમજે કે પોતાની કે પારકાની પીડા કરીને કે સામાને ઉખેડી નાંખવા માટે જો આ તપો થાય તો તે તામસ જાણવા. તામસ તપ તો છેક જ હીન છે!

આમ તપની મીમાંસા પૂરી કરી. હવે દાનની ભવ્ય મીમાંસા ભગવાન શરૂ કરે છે. દાન એટલે આપવું તે. શું અને કેટલું અને ક્યાં સુધી તેની કોઈ સીમા નથી. આપણામાં મમતા કેટલી મોળી પડી છે તે દાન બતાવે અને આથી જ દાન શબ્દનો મૂળ અર્થ સમજી લેવો જોઈએ. દાન એના મૂળ અર્થમાં શોધનની ક્રિયા છે. પવિત્ર કરનારી ક્રિયા છે. અને આત્માને ઓળખે તે તો બધું દાનમાં જ દઈ દે, કેમકે આત્મા, સાથે કશું લઈ જવા જેટલો નીચ નથી! બધું જો છોડીને જ જવું પડતું હોય તો જાતેજાત બધું દાનમાં દઈ દેવામાં આત્માનો વિજય છે! મોત ફરજિયાત પાણી મૂકાવે તે પહેલાં જ રાજીખુશીથી બધું કૃષ્ણાર્પણ કરવું, બધાં ઉપર તુલસીપત્ર મૂકી દેવું! છેવટે આ ટેવ પડે માટે રોજ દાન દેવું જ જોઈએ. તેનાં પણ સાત્ત્વિક વગેરે પ્રકારો છે. દેવું મારી ફરજ છે, આનંદ છે, માટે દઈશ. ઉપરાંત એવાને દઈશ કે જે સામો પાછો કશું દઈ ન શકે. દેશ, કાળ અને પાત્રને જોઈને દાન દઈશ—આવી વિચારણાપૂર્વકનું દાન તે સાત્ત્વિક. વિચાર કરતાં બધું કૃષ્ણાર્પણ જ કરવું એ અતિ સાત્ત્વિક દાન છે. રાજસિક દાનમાં પ્રત્યુપકારની આશા હોય, દૃષ્ટ કે અદૃષ્ટ કોઈ ફળની આકાંક્ષા હોય, દેતી વખતે અને દીધા પછી મનમાં ખીટખીટ કે કચકચ હોય, દેશ–કાળ–પાત્રનાં વિચાર કર્યા વિના જે દેવામાં નહીં પણ "ઝોંસવા" માં આવે-તિરસ્કાર અને અસત્કારપૂર્વક-તેને તામસ દાન કહેવાય.

અને અધ્યાયનો ઉપસંહાર કરતાં પરમાત્મા ॐ તત્ સત્ નો અર્થ સમજાવી તેનો વિનિયોગ બતાવે છે. ॐ તત્ સત્ પરમાત્માનું નામ છે. આથી કર્મના કથીરને કંચનમાં ફેરવવા માટે ॐ ના ઉચ્ચારપૂર્વક સમસ્ત

ક્રિયાઓ કરવી. 'તત્' નો અર્થ એ કે ફળની સ્પૃહા સિવાય બધી ક્રિયા કરવી. સત્ શબ્દ સદ્ભાવ, સાધુભાવ-સત્કર્મ વગેરે અનેક અર્થમાં વપરાય છે. યજ્ઞ, દાન, તપમાં નિષ્ઠાને પણ સત્ કહેવાય. અને ભગવાનને અર્થે થતાં કર્મોને પણ સત્ કહેવાય. અને કર્મમાં આખો ભગવાન જો ઉતારવો હોય તો પ્રત્યેક કર્મને ભગવન્નામનો સ્પર્શ કરવો. નામમાં પૂરો ભગવાન સમાઈ જાય છે. નામ પ્રભુની પૂર્ણ સ્તુતિ છે. આથી સમસ્ત જીવન ॐ તત્ સત્‌ના સ્પર્શે કંચનનું કરવું ઘટે. શ્રદ્ધાએ કરેલું તે સત્. અશ્રદ્ધાથી થયેલું કે કરેલું અસત્ અસત્ અહીં કે ત્યાં ક્યાંયે સુખદાતા નથી! આમ હરિઃ ॐ તત્ સત્‌નો ભારે મહિમા ગાતાં આ અધ્યાયની પ્રભુ પૂર્ણાહૂતિ કરે છે.

॥ इति श्रद्धात्रयविभागयोगः ॥ १७ ॥



ૐ

૧૮

# સંન્યાસ મોક્ષયોગ

પરમકૃપાળુ પરમાત્માની કરુણાથી સત્તરમો અધ્યાય પૂર્ણ થયો. અને ગીતાના ગાનારને જે કાંઈ જગદ્‌ગુરુ તરીકે કહેવાનું કે આપવાનું હતું તે પૂરું થયું. સત્તરમો અધ્યાય તો જીવનના પાયાનો અધ્યાય છે. આમ ગીતાર્થ પૂર્ણ થયો. ૧૮ મો અધ્યાય આગલા સત્તર અધ્યાયોનો સાર છે. આખી ગીતાનું વિહંગાવલોકન છે. માનો ગીતાનું નવનીત છે. ક્ષીરસમુદ્રનું અમૃત છે. મહાવિચારોનું વારંવાર આલોચન કરવું પડે છે. પુનરાવર્તન કરવાથી એ સૂક્ષ્મ-વિશાળ પાયાનાં-ગંભીર અને હિતાવહ વિચારો અંતરમાં ઠરે છે. અને જીવનમાં વર્તવાને માટે પ્રેરકબળ થાય છે. આથી સમસ્ત ગીતાનું રહસ્ય સ્ફોટન ૧૮ મા અધ્યાયનો વિષય છે. પરમાત્માની કરુણા કેવી અસીમ છે–તેની ઉદ્ધારક તાકાત કેટલી બેહદ છે–જીવજાત માટે તેને કેટલી ચિન્તા છે–આ બધુંય અઢારમાં અધ્યાયમાં જોવામાં આવે છે. અર્જુનના પ્રશ્નથી અધ્યાયની શરૂઆત થાય છે. સંન્યાસ અને ત્યાગનું નોખું નોખું તત્ત્વ જાણવા અર્જુન ઇચ્છે છે. જવાબ આપતાં ભગવાન કહે છે–અર્જુન! સ્વાર્થી કર્મોનો ત્યાગ એટલે સંન્યાસ અને કર્મમાત્રના ફળનો ત્યાગ એટલે ત્યાગ! ભગવાન સંન્યાસના પક્ષપાતી નથી, ત્યાગના પક્ષપાતી છે. કર્મમાત્ર દોષવિદ્ધ છે જ. તેથી કર્મત્યાગ જ કરવો જોઈએ એવું વિચારકોનો એક પક્ષ માને છે. યજ્ઞ-દાન અને તપ કર્મોનો કદી ત્યાગ ન હોવો ઘટે, એવું બીજો પક્ષ રજૂ કરે છે. ભગવાનનો મત છે કે યજ્ઞ-દાન અને તપ કર્મોનો કદી ત્યાગ ન કરવો, કારણ કે એ કર્મો પવિત્ર કરનારાં છે–પાવન છે.

ત્યાગ પણ ગુણના પાયા ઉપર વિચારીએ તો ત્રણ પ્રકારનો છે. યજ્ઞાદિ કર્મો પણ સંગ અને ફળના ત્યાગપૂર્વક કરવાં ઘટે. શાસ્ત્ર અને પ્રકૃતિએ નક્કી કરી આપેલાં કર્મોનો ત્યાગ હિતાવહ નથી. જે કોઇ મોહનો માર્યો એ કર્મોનો ત્યાગ કરે તો તે ત્યાગ તામસ ત્યાગ છે. કરવું મુશ્કેલ છે, શરીર વગેરેને ઘણું કષ્ટ થશે, આમ માનીને જે કર્મ છોડે છે, તે ત્યાગ રાજસ છે. જે માણસ અમુક કર્મ મારે કર્તવ્ય જ છે, નિયત છે માટે મારે તે કર્મ સંગ કે ફળની ઇચ્છા ત્યાગીને કરવું ઘટે એમ માનીને કરે છે, તે ત્યાગ સાત્ત્વિક છે. આવો સાત્ત્વિક ત્યાગ ઉન્નતિ લાવનારો

નીવડે છે. જે સાચો ત્યાગી છે તે કુશળ કે અકુશળમાં રાગદ્વેષ રાખતો નથી. તેનું હૃદય ખમીરથી ભરપૂર હોય છે. તેવો જીવ જીવન અંગે યથાર્થ ધારણાવાળો અને નિઃસંશય હોય છે. આવો ત્યાગી સાત્ત્વિક હોય છે અને આથી તે જીવનનો આચાર્ય હોય છે!

અર્જુન! દેહધારી માટે સંપૂર્ણપણે કર્મત્યાગ અશક્ય છે. અને આથી જે કર્મને ત્યાગવાની વાત કરે છે તે જાગૃત જીવ નથી! અશક્ય માટે યત્ન કરનાર ડાહ્યો નહીં હોય! આકાશનો વીંટો વળે નહીં, છતાં તેનો વીંટો વાળવા કોઇ યત્ન કરે તો તે બેવકૂફ જ ગણાય! શક્ય છે કર્મફળનો ત્યાગ. આથી કર્મ છોડે તે ત્યાગી નહીં! એ કુદરત સાથે વ્યર્થ બાથ ભીડવા બરાબર છે. ફળત્યાગ આપણા હાથની વાત છે. અને ફળ જ અગત્યનું છે. આથી ફળનો ત્યાગી જ ત્યાગી છે! અનિષ્ટ-ઇષ્ટ અને ઇષ્ટાનિષ્ટ એવાં કર્મનાં ત્રણ પ્રકારનાં ફળ હોય છે. તે ફળો તેને મળે છે જે ત્યાગી નથી! બાકી ત્યાગીને તો તે કદી મળતાં નથી. એટલે કે તેનાં ઉપર કર્મફળોની અસર રહેતી નથી! અર્જુન! તમામ કર્મોની નીપજ માટે પાંચ કારણો છે. એ પાંચે મળીને કર્મ અસ્તિત્વમાં આણે છે. શરીર, કર્તા, સાધન, વિવિધ પ્રકારની ચેષ્ટાઓ અને પાંચમું દૈવ-આ પાંચ ભેગાં મળીને કર્મ જન્માવે છે. આથી એ પાંચે ફળનાં અધિકારી છે. પણ બેભાન આત્મા પોતાને જ એકલો એ કર્મોનો કર્તા માની ફળભોગમાં લુબ્ધ થાય છે, અહોભાવપૂર્વક વર્તે છે. એની આ સમજ મેલી છે. પાંચનું કર્મ એકલાનું એ માને એ જ વિચારદોષ છે ને? સહિયારી મિલકત એકલી કેમ ખવાય? બાકી એકલો આત્મા કર્તા જ નથી અને આથી એ ભોક્તા પણ નથી જ! એ પારકી પચાત પોતાના ઉપર લાદીને મફતનો હાંફે છે. કવિએ ઠીક કહ્યું છે કે "હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે." ઊલટું જેને "अहं करोमि"-હું કરું છું એવો અભિમાની ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી, તે કદાચ આખી દુનિયાને હણે તો પણ હણતો નથી; બંધાતો નથી. અર્થાત્ જ "અહંભાવ" જ લેપ અને બંધન માટે જવાબદાર છે. અને આત્મા અહંકારી નથી. તેનાથી ભિન્ન તેનો સાક્ષી માત્ર છે. પણ અહંની સાથે આત્માની ભેળસેળ કરીને જગતની વણજાર વહે છે. આથી લોખંડમાં પેઠેલા અગ્નિની માફક આત્મા હથોડાના ઘા ખાય છે. એકલો અગ્નિ ટીપાતો નથી. એકલો આત્મા ટીપાતો નથી! આથી સૌથી છૂટા પડી જઇએ. એકલા થઈ જઇએ. આ એકલતામાં વિહારનું નામ જ અદ્વૈતની અનુભૂતિ છે.

અર્જુન! હવે જીવનભરની સમસ્ત ક્રિયાઓ અને વ્યવહાર જેના ઉપર અવલંબે છે તે જ્ઞાન–કર્મ અને કર્તાની ગુણભેદે ત્રિવિધતા હું તને કહું. વિવેક કરજે. સાત્ત્વિક જ્ઞાનમાં મહાલજે. સાત્ત્વિક કર્મ જ સેવજે. સાત્ત્વિક કર્તા જ થજે. એમાં વિકાસ છે. તે સિવાય પતન છે-સાત્ત્વિક જ્ઞાન પ્રાણીમાત્રમાં સહજપણે એક આત્માની યાદ આપે છે. વિભક્ત દેખાતાં પ્રાણીઓમાં એક અને અવિભાજ્ય આત્મતત્ત્વ છે–એ સાક્ષાત્ સમજાવે છે આવી સમજ સાત્ત્વિક કહેવાય. અને જેને સૌમાં એક જ આત્મા સમજાય તે વિશ્વને આશીર્વાદ રૂપ જ થાય! ઉપરાંત તે સૌમાં વિભક્ત–સાચે જ જુદા જુદા આત્માઓને બનાવીને વર્તવા પ્રેરે તે રાજસ જ્ઞાન એ તો ચાલુ પળે પણ આપણામાં વર્તમાન છે. અને એનાં કડવાં ફળ પણ આપણે ચાખીએ જ છીએ. તામસ જ્ઞાન એકાદ કાર્યમાં તે જ જાણે સર્વસ્વ છે એ ભાવે ચોટી જાય છે. તેમાં તાત્ત્વિકતા હોતી નથી. એ અલ્પ હોય છે. જેમકે એક પ્રેમીને તેની પ્રિયામાં જ સર્વસ્વ દેખાતું હોય! આ તામસ જ્ઞાન છે. ઘણે ભાગે કૌટુંબિક સંબંધો તામસ જ્ઞાનથી ભરપૂર હોય છે. આમ જ્ઞાનની ત્રણ વિધાઓ બતાવી. અને જેની જેવી સમજ તેનું તેવું આપમેળે વર્તન થાય છે! આથી જ્ઞાન કર્મનું નિયામક થાય છે. તેથી કર્મના પણ સાત્ત્વિક વગેરે પ્રકારો થાય છે. જે કર્મ પ્રકૃતિએ અને શાસ્ત્રે આપણે માટે નક્કી કર્યું હોય, તે વિના સંગે-વિના રાગદ્વેષે, ફ્લેચ્છાના ત્યાગપૂર્વક કરીએ તો તે સાત્ત્વિક કર્મ. આથી ઊલટું અહંકાર, ફ્લેચ્છા અને અતિશ્રમપૂર્વક થતું કર્મ રાજસ. જેમાં પરિણામ-ક્ષય-હિંસા કે પોતાની શક્તિનો વિચાર ન કર્યો હોય અને કેવળ મોહના માર્યા જ જે કરવામાં આવતું હોય તે તામસ કર્મ!

જેવું જ્ઞાન તેવું કર્મ અને તેવો જ કરનારો. આથી કર્તાનાં પણ સત્ત્વાદિ ભેદે ત્રણ પ્રકાર જાણવા. તે કર્તા–કરનારો તો સાત્ત્વિક જાણવો, જેનામાં આસક્તિ ન હોય, જે અહંભાવથી પર હોય, ધીરજ અને ઉત્સાહથી સંપન્ન હોય, સિદ્ધિ અને અસિદ્ધિમાં નિર્વિકાર હોય. રાજસ કર્તા રાગી, ફ્લેચ્છાથી વીંધાયેલો, હિંસાપ્રધાન, અપવિત્ર અને હર્ષશોકથી દબાયેલ હોય છે. તામસ કર્તા ચંચળચિત્ત, પામર, અનમ્ર, શઠ, સામાનું ગૂઢપણે અપ્રિય કરનારો, આળસુ, ગગગીનીભર્યો, અને દીર્ઘસૂત્રી હોય છે! દરેક પોતે કઇ કોટિમાં આવે છે તેનો નિષ્પક્ષપાત નિર્ણય કરી લે!

તે જ પ્રમાણે બુદ્ધિ અને ધૃતિનાં પણ ત્રણ પ્રકાર થાય છે. તે બુદ્ધિ તો સાત્ત્વિક છે જેને પ્રવૃત્તિ અને નિવૃત્તિની સૂઝ પડે, કાર્ય અને અકાર્યનો ભેદ સ્પષ્ટ સમજાય, ભય અને અભયને જાણી શકે. બંધ અને મોક્ષનો

નિર્ણય કરી શકે! રાજસી બુદ્ધિ ધર્મ અને અધર્મ, કાર્ય અને અકાર્યને અયથાર્થ રીતે જાણે છે! ઉપરાંત તામસ બુદ્ધિ તમોગુણથી વ્યાપેલી હોઈને અધર્મને જ ધર્મ માને છે. સૌ પ્રસંગે અવળું જ સમજીને વર્તે છે.

ધૃતિ એટલે આપણા ચિત્તની તે તાકાત, જેને લઈને શરીર-ઈંદ્રિય-પ્રાણ-મન વગેરેને આઘાત પરંપરામાં પણ આપણે ટકાવી શકીએ. ચિત્તની એ એક શક્તિ છે. જેને આપણે આંતરખમીર કહી શકીએ. એ પણ ખૂબ અગત્યનો ભાગ જીવનમાં ભજવે છે. ચિત્ત અનુભવોને પોતાનામાં પકડીને ધારણા કરી રાખે છે. આ જે અનુભવને ધારણ કરવાની તાકાત તે ધૃતિ છે-સાત્ત્વિક વગેરે ત્રણ પ્રકારની છે. યોગબળ દ્વારા અવ્યભિચારી ધીરજથી મન-પ્રાણ અને ઈંદ્રિયોના વેગને ધારણ કરનારી ધૃતિ સાત્ત્વિક છે. જે ધૃતિ આસક્તિથી વીંધાય અને ધર્મ, કામ અને અર્થનું ફળ ઝંખે તે રાજસી ધૃતિ! જે ધૃતિ સ્વપ્ન-ભય શોક-વિષાદ અને મદને છોડતી નથી પણ પળપળ ચિત્તમાં તેનાં-સ્વપ્ન વગેરેનાં ચવેણાં કર્યા કરે છે તે ધૃતિ તામસી!

અને અર્જુન! સાથે સાથે તું સુખનાં પણ ત્રણ ભેદ સમજી લે. કેમકે છેવટે સૌ સુખ જ તો શોધે છે! સુખશોધ માટે જન્મ છે. તો સુખને પણ બરાબર સમજી લઈએ. શરુઆતમાં જે ઝેરકડવું લાગે પણ પરિણામે જે અમૃતમીઠું થાય, આત્મનિષ્ઠ બુદ્ધિની પ્રસન્નતામાંથી જન્મતું એટલે કે પૂર્ણ વૈરાગ્યમાંથી જન્મતું સુખ સાત્ત્વિક છે. વિષયો અને ઇન્દ્રિયોના મિલનથી જન્મતું પ્રારંભે અમૃતમીઠું પણ પરિણામે ઝેરકડવું-ભોગજન્ય સુખ રાજસ સુખ. જે આદિમાં અને અંતે આત્માને મૂર્છિત જ કરે એવું નિદ્રા, આળસ અને પ્રમાદમાંથી પેદા થતું સુખ તામસ છે. માનવ સાત્ત્વિક સુખ માટે જ સર્જાયો છે. અર્જુન! એવુ એક પણ પ્રાણી નથી જે પ્રકૃતિના આ ગુણસ્પર્શથી પર હોય.

ઉપરાંત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્વાભાવિક ગુણે વહેંચાયેલાં કર્મો પણ જાણીએ. બ્રાહ્મણ વગેરે શબ્દો જાતિવાચક નથી પણ ગુણવાચક છે. શમ-દમ-તપ-શૌચ-ક્ષમા-આર્જવ-જ્ઞાન-વિજ્ઞાન, આસ્તિક્તા વગેરે ગુણો બ્રાહ્મણ પ્રકૃતિનાં સૂચક છે. શૌર્ય-તેજ-ધીરજ-દક્ષતા-યુદ્ધમાં મન્સુખતા દાન-ઐશ્વર્ય એ ક્ષત્રિય પ્રકૃતિનાં સૂચક છે. ખેતી-પશુઉછેર-વેપાર એ વૈશ્ય પ્રકૃતિનાં સૂચક છે. અને નોકરી શૂદ્ર પ્રકૃતિનાં સૂચક છે. આ દૃષ્ટિએ દુનિયામાં વધુમતિ શૂદ્રોની જ છે! બ્રાહ્મણ વિરલ છે. અને આ વાત બ્રાહ્મણાદિ વર્ણોની કલ્પનાને દૃઢ કરવા ભગવાન રજૂ કરતા નથી. બ્રાહ્મણે

શુદ્ર થવુ અને શૂદ્રે બ્રાહ્મણ થવાની હરીફાઈ કરવી એ બરાબર નથી જે જ્યા જન્મ્યો હોય ત્યા અને તેના જ ધર્મો રહીને પણ જીવનસિદ્ધિ મેળવી શકે કેમકે કર્મમા મોટાઈ નથી એ કર્મ કેવી રીતે અને કોને માટે થાય છે એ નિષ્ઠાના નિયામક છે કર્મમા ટાઢાટાઢી ન હો પ્રધાન પ્રધાનનુ અને પટાવાળો પટાવાળાનુ જ કર્મ કરે પણ બન્ને એ રીતે કરો કે જેથી બન્નેના કર્મો પ્રભુપૂજામા પુષ્પ થય! ઉત્તમ કર્મ પણ જો પ્રભુને પ્રસન્ન કરવા ન થતુ હોય તો તે કનિષ્ઠ જ છે હલકુ ગણાતુ કર્મ પણ જો પ્રભુને રીઝવવા થતુ હોય તો તે ઉત્તમ છે પ્રભુની કર્મ દ્વારા આરાધના મુખ્ય છે કર્મનો બહ્યાકાર કે જગતે માટેની કિંમત અગત્યની નથી આ ભવ્યતમ વિચાર માનવજાતને સમજાય તો ૯૫ ટકા જગત જીવનમા શાતિ થાય તત્ત્વજ્ઞાનની અહીં જ સાચી કિંમત છે બધા જ જવાહર થવાની હરીફાઇ કરે તે ઠીક છે, પણ પતપ્રધાનની બેઠક તો એક જ! એટલે એક બેઠક તેટલી પૂરાવ બાકીના બધાનુ શુ? માટે આમા તત્ત્વજ્ઞાન જ રાહત અને સાચુ માર્ગદર્શન દે મોટી ઈમારતમા એક નાની ખીલી પણ ઉપયોગી છે-પોતાની જગ્યાએ! પણ ખીલીઓ જો ભ્રષ્ટ થવા જાય તો ઈમારત તૂટી પડે! માટે કોઈના કર્મ ખોટા નથી રસોઈ કરનારી ઘરની મા-રસોઈ દ્વારા પણ પ્રભુને મેળવી શકે છે તેણે સ્થાનભ્રષ્ટ થવાની જરૂર નથી! પ્રત્યેક કર્મ-પછી તે ગમે તે વર્ણનુ હોય-પ્રભુપ્રાપ્તિનુ દ્વાર થઇ શકે છે-જો તાત્ત્વિક સમજ હોય તો-આ અગત્યનો અહીં વિચાર છે માટે સૌ પોતાના સ્થાને ઊભી પ્રભુને મેળવે હરીફાઈ, સ્પર્ધા, હક્કની તાણાતાણી-અધિકારનુ સમર્થન-વગેરે ક્ષુદ્ર અને ક્ષુલ્લક ચીજો છે સ્વાર્થની સાચી સિદ્ધિ સાચી સમજમા છે માણસ અનાસક્ત-નિઃસ્પૃહ અને જિતેન્દ્રિય થાય એટલે એને નૈષ્કર્મ્ય સિદ્ધિ સ્વયમેવ મળે નૈષ્કર્મ્ય એટલે કર્મ કરવા છતા અકર્તા અને અભોક્તાપણાની નિર્વિકાર સ્થિતિ! જ્ઞાનની એ અતિ ઊંચી અવસ્થા છે સૌએ જતે દિવસે મેળવ્યે જ છૂટકો છે આથી પરમ સમજની એ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તે હે અર્જુન! મારી કનેથી તુ જાણી લે

જેની બુદ્ધિ વિશુદ્ધ છે, જેણે ધીરજથી જાતના ઉપર કાબૂ મેળવ્યો છે, શબ્દ વગેરે વિષયોને અદરથી તજ્યા છે; રાગદ્વેષને ઓવારીને ફેકી દીધા છે તે માણસ ઊંચામા ઊંચા જ્ઞાન માટે યોગ્ય બને છે એકાન્ત સેવન, હલકો અને માપેલો ખોરાક, તન મન વચન ઉપર કાબૂ એને સ્વાભાવિક હોય છે સદાય એ પ્રભુનુ ધ્યાન ધરતો હોય છે પરમવૈરાગ્યને વરેલો હોય છે અહકાર-બલ-ગર્વ-કામ-ક્રોધ અને પરિગ્રહનો તે ત્યાગી

હોય છે. નિર્મમ થયેલ હોઇને તેવો શાન્ત થાય છે અને પરિણામે બ્રહ્માનુભવ માટે યોગ્ય બને છે. બ્રહ્મનો અનુભવી જીવ પ્રસન્ન હોય છે. તે હર્ષશોકથી પર હોય છે. તમામ પ્રાણીઓમાં સમદર્શી બને છે. આવો જીવ મારી ભક્તિ પામે છે અને તે ભક્તિ દ્વારા હું જે છું, જેવડો છું, તે જાણી, છેવટે મત્સ્વરૂપ બને છે. માટે અર્જુન! ફાંફાં છોડ. સૌનાં હૃદયમાં ઈશ્વર બેઠા છે. સૌને નિભાવે છે. એના ભ્રમણચક્ર ઉપરથી નીચે આવવું હોય તો તે પ્રભુને જ સર્વભાવે શરણે જા. તેના પ્રસાદે તું પરમશાન્તિ અને પરમધામ પામશે.

આમ અર્જુન! મેં તને જીવનનું ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન કહ્યું. તું એનો પૂરો વિચાર કર અને પછી ઇચ્છા મુજબ કર. પણ રહે અર્જુન! તું શું વિચાર કરવાનો! તું મારો વ્હાલો છે. મારો છે આથી હું જ તને તારું પરમહિત કહું છું. પરમાત્માના પ્રીતિપાત્ર થવું એ પુણ્યોની અવધિ છે! અર્જુન એવો હતો. અને આથી હવે દયાળુ પરમાત્મા એને ગુહ્યતમ જીવનસંદેશ દેતાં કહે છે–ગીતાસાર સંભળાવે છે કે–

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

"મારામાં મન મૂક. મારો ભક્ત થા. મારી પૂજા કર. મને નમન કર. મને જ પામશે. વ્હાલા! તને સત્યપ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કેમકે તું મારો વ્હાલો છે. અર્જુન! સર્વ ધર્મનો ત્યાગ કરી મને એકને શરણે આવ! હું તને સૌ પાપોમાંથી ઉગારીશ! પ્રિય! રખે શોક કરતો!"–અને આનાથી વધુ ભવ્ય કયો સંદેશ હોય! અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવને માટે સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્માનું શરણું જ ફળે. તે સિવાયનાં બધાં ફાંફાં જ છે! તપ–જપ–યોગ–સ્વાધ્યાય સમસ્ત સત્કર્મ અને સમાધિનું એકમાત્ર ફળ છે શરણાગતિ! જેને જીવનમાં છેવટે શરણાગતિ ન મળી તેની સાધના અધૂરી છે. આમ ગીતાનું ગાન પૂરું થતાં ભગવાને પૂછયું–અર્જુન! મારો બોલ એકચિત્તે સાંભળ્યો? તારો અજ્ઞાન સંમોહ ટળ્યો?–આજ છે કસોટી.

અને પ્રભુકૃપાથી અનુકંપિત અર્જુન મનોમંગળ એકરાર કરે છે. ભગવન્! મારો મોહ મર્યો. જ્ઞાન મળ્યું. અને તે પણ તારા પ્રસાદે. હવે

હું નિઃસંશય ઊભો છું. તારું કહ્યું વ્હાલા! કરીશ અને આજ ગીતાનું ફળ છે. करिष्ये वचनं तव-તારું કહ્યું કરીશ-જીવનો પ્રભુ સમક્ષ આ એકરાર સહૃદયભાવે થયો એટલે જીવન ધન્ય. અને પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર અને મહાત્મા પાર્થનો આ અદ્ભુત અને રોમહર્ષણ પુણ્ય સંવાદ સાંભળી સંજયજી પણ કૃતકૃત્ય થઇને પોતાનો અભિપ્રાય ઉચ્ચારતાં કહે છે-

यत्र योगेश्वरः कृष्णः यत्र पार्थो धनुर्धरः
तत्र श्रीर्विजयो भूतिः ध्रुवा नीतिर्मतिर्मम-

જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર પાર્થ ત્યાં શ્રી વિજય-ઉન્નતિ-નિશ્ચલ નીતિ હશે-આવો મારો મત છે. જ્ઞાન અને તદનુસારી કર્મ ત્યાં જીવન શ્રી અને વિજય હોય જ. પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રનાં ચરણમાં વંદના કરી તેનું તેને આપી વિરમીએ.

॥ इति मोक्षसंन्यासयोगः ॥ १८ ॥

ॐ

## ગીતાસાર અને જીવનસંદેશ

(ઉપસંહાર)

### (૧) વિષાદયોગઃ-

અત્યાર સુધીમાં પરમાત્માની કૃપાથી આખીય ગીતા ઉપર આપણે વિચાર કર્યો. ઉપસંહારમાં પ્રત્યેક અધ્યાયનો સંક્ષેપમાં સાર અને અંતે સમગ્ર ગીતાનો મુખ્ય સંદેશ જોવો ઉચિત લેખાશે. ગીતાજી જગતનું સર્વશ્રેષ્ઠ આત્મજ્ઞાન છે. ગીતા વિશ્વના વાઙ્‌મયમાં એક અને અજોડ ગ્રંથ છે એમાં આત્માનું ભવ્ય-દિવ્ય-અગમ્ય મંગળ ચરિત્ર છે. ભારતવર્ષમાં જન્મ્યા બાદ, આ જગતના માનવ તરીકે પ્રકટ્યા બાદ જેણે ગીતાનાં ગાન ન સુણ્યાં, ન જાણ્યાં તે સાચે જ અભાગી છે. ગીતા ગાવા-જાણવા, માણવા અને જીવવા પણ એક વખત ભારતમાં જન્મ લેવા જેવો છે. અઢાર અધ્યાયના આ ગીતાગાનનો પ્રથમ અધ્યાય વિષાદયોગ નામે જાણીતો છે. વિષાદ એટલે ગમગીની. અર્જુનને ભારે ગમગીની થઈ. સ્વજનોનાં સંહારની કલ્પનાએ એ રણભૂમિમાં ગ્લાનિ પામ્યો. એની એ મનોગ્લાનિ મોહમાંથી જન્મી હતી. આત્માના ઉપર જ્યારે મોહનું આવરણ ઝામે ત્યારે સૂર્ય ઉપર જેમ ધુમ્મસ છવાય, તેમ તેનાં તેજ ઝંખવાણાં પડી જાય. અર્જુનનાં આત્મતેજ ઝાંખાં પડ્યાં અને મોહની મારકણી જાળમાં એ સપડાયો. કર્તવ્યની રણભૂમિમાંથી એ પલાયન શોધવા લાગ્યો. મૂર્છિત આત્માને શોભે એવી, ઉપરથી રમણીય પણ અંદરથી સડેલી, ઈન્દ્રવારણાનાં ફળ જેવી દલીલો કરવા લાગ્યો. અને પરિણામે સર્વનાશની કલ્પનાએ હેબતાઇ જઇ, કાયર મનોભાવે, શસ્ત્ર સંન્યાસ કરી રથમાં ઢગલો થઈ બેસી ગયો. અર્જુનનો વિષાદ ગીતાગંગોત્રીનું મૂળ છે. વિષાદમાંથી આત્માની યાત્રા કરાવવામાં ગીતાજીનો વિજય છે. દરેક વિષાદગ્રસ્ત જીવ પ્રસાદ પામે છે, જો ગીતાના ઉછરંગમાં મ્હાલે તો.

### (૨) સાંખ્યયોગઃ-

અર્જુનની કટાણેની કાયરવૃત્તિ જોઇ ભગવાને તેના ક્ષાત્રસ્વભાવને ઢંઢોળી જોયો; પણ પત્તો ન લાગ્યો. અર્જુન વધારે કાયર થઈ છેક ભિક્ષાવૃત્તિ સ્વીકારવા જેટલો દીનહીન બન્યો. છેવટે પરમાત્માને શરણે ગયો. શિષ્યભાવે પોતાને શરણે આવેલા પોતાના પ્રિય અર્જુનને ભગવાને મોહાન્ધકારને વિદારનાર આત્મપ્રકાશ આપ્યો. આત્મા અમર છે, અજ છે, અશોચ્ય છે. માનવ મૂળમાં આત્મા જ છે. આત્મા સચ્ચિદાનંદ છે. અને

સચ્ચિદાનન્દ હોઈને શોકનું કોઇ કારણ નથી. મોહને માટે કોઇ અવકાશ નથી. ફરિયાદને માટે કોઇ તક નથી એમ સિદ્ધ કર્યુ. બીજી પણ અનેક દૃષ્ટિએ અર્જુનનો શસ્ત્રસંન્યાસ અયોગ્ય છે એમ સાબિત કર્યું અને આત્મજ્ઞાનના પાયા ઉપર નિષ્કામ કર્મયોગનાં મંડાણ કરી આપ્યાં. અને આત્મજ્ઞાની માણસનાં લક્ષણને બ્હાને સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ દ્વારા એક પૂર્ણ માનવીનું અમરચિત્ર જગત સમક્ષ ધર્યું. સ્થિતપ્રજ્ઞ થવું એ જ જગતની મહામંગલ યોજના છે. સ્થિતપ્રજ્ઞ થવું એ જ જીવનનો પરમ વિકાસ છે. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ દર્શાવી ભગવાને મહામાનવોના સર્જન માટે માનો એક મહા ફેક્ટરીજ બાંધી આપી!

### (૩) કર્મયોગ :–

અને ત્યારબાદ આત્મજ્ઞાન ઉપર મંડાયેલો નિસ્વાર્થ કર્મયોગ ત્રીજા અધ્યાયમા વિકસાવ્યો, યજ્ઞીયજીવન આત્મજ્ઞાનનુ ફળ છે એમ સુંદર રીતે દર્શાવ્યું. કર્મ કરતાં કર્મ કરવાની રીતમાં આત્મજ્ઞાનનો વિજય છે. ઉપરાંત અનાસક્ત ભાવે આચરેલો કર્મયોગ કર્મબંધનમાંથી છૂટવાનો એકમાત્ર ઉપાય છે. અને જ્ઞાની માણસને માટે લોકસંગ્રહ ઉચિત છે એમ બતાવી, જગતના ઉદ્ધાર માટે તમામ આત્મજ્ઞાનીઓને પ્રેરણા આપી. ઉપરાંત જીવનના વિકાસની આડે આવે છે કામવૃત્તિ. એના વિજય માટે આત્મદર્શન જ ઉપાય છે એમ બતાવી વ્યક્તિ અને સમષ્ટિ સંયમી જીવનનો નાદ કેળવવા ઉપદેશ આપ્યો.

### (૪) જ્ઞાનયોગ :–

કર્મયોગ સૃષ્ટિ જેટલો જ પ્રાચીન છે, સૃષ્ટિનો સહોદર છે, સૃષ્ટિનું એકમાત્ર રહસ્ય છે, એ ચોથા અધ્યાયમાં ભગવાન બતાવે છે. અવતાર અને જન્મનો ભેદ બતાવે છે: અવતારવાદ એ ભારતવર્ષની મહાન શોધ અવતારવાદની પૂર્વભૂમિકા, અવતારનું પ્રયોજન અને રહસ્ય બતાવી સૌને સન્માર્ગે પરમાત્મા જકડી રાખે છે. કર્મ, અકર્મ અને વિકર્મનું ગહન તત્ત્વજ્ઞાન પરમાત્મા આ અધ્યાયમાં છણે છે. અનેક યજ્ઞોનાં ઉલ્લેખ કરી જ્ઞાનયજ્ઞ જ સર્વશ્રેષ્ઠ છે એમ સિદ્ધ કરી તે માટે પ્રણિપાત, પ્રશ્ન અને સેવાને ઉપાય તરીકે દર્શાવે છે. સંશયને માણસના વેરી તરીકે દર્શાવે છે. સંશયને માણસના વેરી તરીકે વર્ણવી શ્રદ્ધાનો મહિમા બતાવે છે.

### (૫) કર્મસંન્યાસયોગ :–

પાંચમા અધ્યાયમાં પરમાત્મા કર્મયોગની મહત્તા પૂર બહારમાં બતાવે છે. માર્ગ કરતાં તેના ઉપર ચાલવાની મહત્તાનો ઉલ્લેખ કરે છે. ઉપરાંત સાચા નિત્ય સંન્યાસની અદ્‌ભુત વ્યાખ્યા આપે છે. કર્મયોગ સિવાય સંન્યાસ પણ અશક્ય છે એ સિદ્ધ કરે છે. કર્મ કરતાં છતાં કેવી

રીતે નિર્લેપ રહેવું તેની કળા વર્ણવે છે. કર્મમાત્રનું એકમાત્ર પરિણામ છે આત્મશુદ્ધિ. એ કેવી રીતે સધાય તેનો આ અધ્યાયમાં નિર્દેશ કરે છે. ઉપરાંત બ્રહ્મનિષ્ઠનાં લક્ષણો બતાવી, સદામુક્તની જીવનચર્યા ચર્ચે છે અને શાશ્વત શાંતિની પ્રાપ્તિ માટેનો ઉપાય દર્શાવે છે.

**(૬) આત્મ સંન્યાસયોગ :-**

સાધનાની દૃષ્ટિએ આ અધ્યાય અતિ ઉપયોગી છે. જેણે જેણે જીવનમાં કાંઈક ભવ્ય જીવવું છે તેણે તેણે યોગસાધના કરવી જ જોઈએ. યોગ દ્વારા આત્મદર્શન થાય છે; અને આત્માની શક્તિનાં પ્રાકટ્ય થાય છે. યોગ એટલે ચિત્તની વૃત્તિઓનો નિરોધ. તે માટે અભ્યાસ અને વૈરાગ્ય એ બે સાધન છે. યમનિયમોનું દીર્ઘકાળ પાલન એટલે અભ્યાસ. જ્ઞાનની પ્રસન્ન અવસ્થા એટલે વૈરાગ્ય. આ બે દ્વારા આત્મા જેવો છે તેવો પ્રકટે છે; અને માનવ કૃતકૃત્ય થાય છે. યોગનાં અભ્યાસની વિધિ, યોગારૂઢનાં લક્ષણો, યોગનું ફળ વગેરે દર્શાવી પુનર્જન્મના સત્ય ભવ્ય સિદ્ધાન્તનું એમાં નિરૂપણ કરી, કરેલુ કદી વ્યર્થ જતું નથી, મરણ, જીવનની રેખામાં અલ્પવિરામ માત્ર છે, પૂર્ણવિરામ નથી–માટે જે પળે જાગીએ તે પળથી આત્મકલ્યાણ માટેનો યત્ન શરૂ કરી દેવાનો ભવ્ય ઉપદેશ દઈ આખા સમાજજીવનને યોગમય કરવાનો પ્રભુએ ભવ્ય પ્રયોગ કર્યો છે. શાણો માણસ આ અધ્યાય કદી વિસારે ન પાડે.

**(૭) જ્ઞાન વિજ્ઞાનયોગઃ-**

યોગીને પ્રભુદર્શન થાય છે. તો તે પ્રભુદર્શન એટલે શું તે અહીં સરસ રીતે વર્ણવ્યું છે. પરમાત્માની પરા અને અપરા પ્રકૃતિ દર્શાવી પરમાત્મા જ સ્થાવરજંગમ રૂપે વિસ્તર્યો છે એનું ભાન આપે છે. વિભૂતિ-યોગનાં બીજ આ ઠેકાણે છે. માયાની મોહનશક્તિનો ખ્યાલ આપી પ્રભુને જેણે જોયો હોય તેણે માયાને તરવી જોઈએ, એમ દર્શાવી માયા તરવા માટે ભક્તિયોગને ઉપાય તરીકે વર્ણવે છે. આર્ત વગેરે ચાર ભક્તો પૈકી જ્ઞાનીભક્તની સહેતુક સર્વશ્રેષ્ઠતા બતાવી, ભગવદ્ભક્તોની નિષ્ઠા અને તેનું ફળ બતાવી અધ્યાયની પૂર્ણાહૂતિ કરે છે.

**(૮) અક્ષર બ્રહ્મયોગઃ-**

આઠમો અધ્યાય અક્ષરબ્રહ્મયોગ છે. સાતમા અધ્યાયને અંતે અર્જુને સાત પ્રશ્નો પૂછ્યા હતા. તેમના જવાબ રૂપે આઠમો અધ્યાય છે. આઠમા અધ્યાયમાં પરમાત્મા મરણને જીતવાની કળા બતાવે છે. રોગે કે બીજી રીતે મરે તે બરાબર જીવ્યો નથી. કેવું જીવ્યા છીએ તેની મરણ સાક્ષી પૂરે છે. આથી યોગ દ્વારા મરવું જ–માનવને માટે હિતકર છે. મૃત્યુંજય

થવાય જો જીવતાંજીવત પરમાત્માનો અનુભવ થાય તો. આથી પ્રભુ નામસ્મરણનો મહામહિમા આઠમા અધ્યાયમાં ભગવાને શ્રીમુખે વર્ણવ્યો છે. નામસ્મરણ એ રાજમાર્ગ છે.

**(૯) રાજવિદ્યા રાજગુહ્યયોગ:-**

આ અધ્યાયમાં પ્રભુનો પ્રેમ માઝા મૂકે છે. પરમાત્મા કેવળ પ્રેમની જ બનાવટ છે એવો એનો ધ્વનિ છે. પરમાત્મા સર્વવ્યાપી અને અવ્યક્ત છે; સર્વાધાર છે, ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો કર્તા છતાં એ અકર્તા છે; એ વિષમ કે નિર્દય નથી; વગેરે શાસ્ત્રીય વાતોથી આ અધ્યાય ઉભરાય છે. માનવના દૈવી અને આસુરી પ્રકૃતિના ભેદે બે વિભાગ છે. તે પૈકી દૈવી પ્રકૃતિવાળા જીવોનો ભક્તિનો પ્રકાર અહીં દર્શાવ્યો છે. પરમાત્મા વિશ્વતોમુખ છે, સર્વજ્ઞ અને સર્વશક્તિ છે-એનું પ્રતિપાદન કરે છે. ભગવાનની મહાપ્રતિજ્ઞાઓ, જેવી કરણી તેવી પાર ઉતરણીના સિદ્ધાંતનો ઉલ્લેખ છે. ભગવદ્‌ભક્તિની સરળતા, સમર્પણયોગની મહત્તા, પરમાત્માની સમતા છતાં અનુગ્રહશીલતા, ભક્તિનો મહામહિમા, ભગવાનનો આદેશ અને ભક્તિનું વિવરણ, આવા આવા ભવ્ય વિચારોની આ અધ્યાય એ સંહિતા છે.

**(૧૦) વિભૂતિયોગ:-**

અને વિભૂતિયોગ તો ભક્તિયોગના ઉદયનો ઉષઃકાળ છે. એમાં સર્વત્ર બ્રહ્મદૃષ્ટિનો મહિમા ગાયો છે. પરમાત્મા ચોમેર આપણી સમક્ષ વર્તી રહ્યો છે. જ્યાં જ્યાં સ્થૂળ સૂક્ષ્મ નજર પડે છે ત્યાં ત્યાં તેનો અને તેનો જ વિલાસ છે-બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે-ની મહામંગળ ટીકારૂપ છે દશમો અધ્યાય. પરમાત્માનો અનુગ્રહ કેવો હોય છે તેનું નિરૂપણ એમાં છે. પરમાત્માની અનન્તતા ઉપર ભાષ્ય છે આ અધ્યાય. વિભૂતિને કેમ પારખવી એની કસોટી પણ અતે બતાવી આ મનોહર અધ્યાયનો પ્રભુ ઉપસંહાર કરે છે.

**(૧૧) વિશ્વરૂપદર્શનયોગ :-**

અને આ અધ્યાય તો ગીતાનું કાવ્ય છે. એમાં સાક્ષાત્કારનો ઉલ્લાસ છે. અર્જુન સગી આંખે ભગવાનને અનન્તરૂપે ભાળે છે. સાંભળેલું જ્યારે નજરે જોવાય ત્યારે સંદેહ ન રહે! ગીતાનો ૧૧ મો અધ્યાય સર્વશ્રેષ્ઠ કાવ્ય છે! અર્જુનની સ્તુતિ, વિનમ્રભાવ અને પરમાત્માનું ભીમકાન્ત સૌંદર્ય-માણવાની મજા આવે છે. આ અધ્યાય તો વાંચ્યા જ કરવો ઘટે.

**(૧૨) ભક્તિયોગ :-**

અને વિશ્વરૂપ પરમાત્માના દર્શન પછી તો ભક્તિ જ ઉદ્‌ભવે! ભગવાન જ ભજવા જેવો છે એ ખાત્રી થઈ જાય છે. આ અધ્યાયમાં સગુણ નિર્ગુણ ભક્તિને માટેનાં ઉપાયો, પ્રભુની દયા વગેરેનો ઉલ્લેખ છે. પણ

એની ખરી મહત્તા તો ભક્તના લક્ષણોમા છે આ લક્ષણોને ધ્યાનમા રાખી જે જીવે તે પૂરો માનવ થાય તે નારાયણ જ બને અને આથી આ અધ્યાય તો માનવતાના શિક્ષણનો અધ્યાય છે

(૧૩) ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞયોગ –

તત્ત્વજ્ઞાનની ચીમાદોરી જેવો આ અધ્યાય વિવેકને વધારનારો અને પોષનારો છે એમા તત્ત્વજ્ઞાનના મૂળ પદાર્થોની યથાર્થ સમજણ છે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તરીકે એમા પ્રકૃતિ અને પુરુષનુ યથાર્થ જ્ઞાન પ્રભુએ આપ્યુ છે ઉપરાત જ્ઞાનના સાધનોની સુદર યાદી આપી છે આ સાધનો ઉપર ભાર હશે તો કલ્યાણ થશે ઉપરાત આખી ગીતામા પરમાત્માનુ સુદરમા સુદર મગલ યથાર્થ વર્ણન આ અધ્યાયમા છે કોઈપણ મતિમાન આ અધ્યાયને ન ઉવેખે સમ્યક્જ્ઞાન જો પ્રાપ્તવ્ય છે તો આ અધ્યાય તે પીરસે છે

(૧૪) ગુણત્રય વિભાગયોગ –

ઉપલા અધ્યાયના જ અનુસધાનમા આ અધ્યાય છે પરમાત્મા અને પ્રકૃતિ પુરુષના કેવા સબધી છે, પ્રકૃતિ ગુણો દ્વારા જીવને કેવી રીતે મોક્ષ સુધી બાધે છે, તે બધનનો પ્રકાર કેવો છે, અને પ્રકૃતિથી પર થવા ઈચ્છનારના લક્ષણ અને તે માટેનો ઉપાય આ અધ્યાયમા છે ત્રિગુણાતીતના લક્ષણો વિચારવા જેવા છે પરમાત્માની અવ્યભિચારી ભક્તિ જ ત્રિગુણને તરવાનો ઉપાય છે

(૧૫) પુરુષોત્તમયોગ –

આ અધ્યાય પૂર્ણ શાસ્ત્ર છે તેમા જગત, જીવ અને જગન્નાથના તાત્ત્વિક સ્વરૂપનો ઉલ્લેખ છે અને પુરુષોત્તમનો જીવતાજીવત કેવી રીતે યોગ થાય તેનુ નિરૂપણ છે ગીતાના નાનામા નાના અધ્યાયો પૈકીનો આ એક છે, પણ અનન્ત અર્થથી ભરપૂર છે જીવને પુરુષોત્તમ બનાવીને જ એ અટકે છે

(૧૬) દૈવાસુર સંપદ્વિભાગયોગ :-

આ અધ્યાયમા પરમાત્માએ જીવમા દટાયેલી દિવ્યતાને કેવી રીતે પ્રકટ કરવી તેના ઉપાયો બતાવ્યા છે સૌમા દેવ છે, પણ માયાની ગુફામા દટાયેલો છે તેમાથી તેને બહાર કેવી રીતે કાઢવો તે બતાવી, આસુરી જીવોના જીવનનો આબાદ ચિતાર દીધો છે શાસ્ત્રીયતાના આગ્રહ સાથે એનો ઉપસહાર કર્યો છે

(૧૭) શ્રદ્ધાત્રય વિભાગયોગ :-

સત્તરમો અધ્યાય પાયાનો અધ્યાય છે એમા શ્રદ્ધા-આહાર-યજ્ઞ-તપ-દાનની પરમાત્માએ મીમાસા કરી છે ॐ તત્ સતનો પ્રભાવ બતાવ્યો છે યજ્ઞ-દાન-તપ-શ્રદ્ધા-આહાર તો જીવનના મુખ્ય પાયાઓ છે

(૧૮) મોક્ષ સંન્યાસયોગ :-

અઢારમો અધ્યાય આગલા સત્તર અધ્યાયોનુ સારદર્શન આપે છે, ગીતાનો અર્ક છે સર્વભાવે શરણાગતિ-શ્રીકૃષ્ણ: શરણ મમ-ગીતાનો એકમાત્ર ધ્વનિ છે

એ ધ્વનિને યથાર્થ રીતે સ્પષ્ટ કરી ગીતાગાતા અર્જુનનો ઉદ્ધાર કરે છે. જે કોઈ અર્જુનની પેરે પ્રભુને શરણે જશે તેનો પણ ઉધ્ધાર થયા વિના નહીં રહે.

આમ સક્ષેપમાં આખી ગીતાનો આપણે સાર જોયો. પરમાત્માની કૃપાથી જ આ થયું છે. હવે ગીતાનો સંદેશ અતિ ટૂંકમાં જોઈ આપણી આ પ્રભુપૂજાની પૂર્ણાહુતિ કરીએ.

**ગીતાનો સંદેશ :-**

સંદેશ ટૂંકો, સારગ્રાહી, મુદ્દાસર અને ભવ્ય જ હોય. તેમાંય ભગવાનની ગીતાનો સંદેશ તો પરમ પવિત્ર અને ભવ્ય જ હોય. શોકમાથી ગીતાજીનો ઉદ્ભવ થયો છે. જ્યાં સુધી માનવની સાથે મોત જકડાયેલું છે ત્યાં સુધી શોકમાંથી તેની મુક્તિ સંભવે નહીં અને દેહ છે ત્યાં સુધી મોત પણ આવવાનુ જ. અને આથી જેણે શોકરહિત થવું હોય તેણે આત્માને જ જોયો રહે છે, કેમકે **तरति शोकं आत्मवित्**-આત્માનો જાણકાર જ શોકને તરે છે.

અને આત્માના દર્શનનો ઉપાય છે ભક્તિભર્યો નિષ્કામ કર્મયોગ. નિષ્કામ કર્મયોગ દ્વારા ચિત્ત ચોકખું થાય છે અને આત્મદર્શનની યોગ્યતા લાધે છે.

આથી પરમાર્થે જીવન ગાળવું એ સાચા સ્વાર્થને મેળવવાનો ઉપાય છે. આથી વિશ્વકુટુંબની સેવા જ આત્મદર્શનનો ઉપાય છે. આમ ગીતા ત્યાગ દ્વારા મહાપ્રાપ્તિનો મંત્ર શીખવે છે.

આનો અર્થ એ થયો કે ज्ञा, भज् અને कृ-એટલે જાણવા જેવું જાણી, કરવા જેવું ભક્તિના અર્થમાં કરવું ઘટે. જ્ઞાન, ભક્તિ અને કર્મની ત્રિવેણીનો સંગમ થવો ઘટે. જાણીને ભજવાના અર્થમાં કરવાની મઝા છે. માનવ કર્તા છે, એણે કર્મ કરવાં ઘટે. એની પાસે હાથપગ વગેરે સાધન છે. આમ કર્તા, કર્મ અને સાધન વિભક્તિ એની કને છે. હવે ચોથી વિભક્તિ માટે એણે વિવેક કરવો રહેશે. કોને માટે એ કરે! તો પાંચમી વિભક્તિ એને મદદ કરે છે. જેમાંથી આવ્યો છે, તેને માટે કરે. પ્રભુમાંથી એ આવ્યો છે માટે પ્રભુ માટે જ એ બધું કરો. કેમકે છઠ્ઠી વિભક્તિ કહે છે કે તું પ્રભુનો છે. સાતમી વિભક્તિ કહે છે કે તું પ્રભુમા છે. આથી સંબોધન વિભક્તિ કહે છે કે હે માનવ! તું કર્તા છે. તારે કર્મ કરવાનાં છે. તારી કને સાધનો છે. તો તું પ્રભુને માટે કર. કેમકે તું તેમાંથી આવ્યો છે, તેનો છે, તેનામાં છે. માટે ઊઠ! જાગ! પ્રભુ પ્રીત્યર્થે કર અને પ્રભુમય થા! આ છે ગીતાનો સંદેશ.

પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર સૌનું કલ્યાણ કરો એવી પ્રાર્થના સાથે તેનું તેને સમર્પિત કરી કૃતાર્થ થઇએ. હરિ ૐ તત્સત્

**॥ श्रीकृष्णार्पण मस्तु ॥**

**शुभं भूयात्**

ॐ

# ગીતા–પત્રાવલિ

આચાર્ય શ્રી. નલિન મ. ભટ્ટ.

સંપાદિકાઓ :

શ્રી. માલતી આર. ઓઝે

શ્રી. શાન્તા બી. દેસાઈ



॥ श्री कृष्णः शरणं मम ॥

## વિશેષ વક્તવ્ય

"ગીતાપ્રેમી જનતાની સેવામાં આ ગીતાપત્રાવલિ રજૂ કરતાં આનંદ થાય છે. એમાં ગીતાજી ઉપર સુસંબદ્ધ વિચારો નથી. રોજ રોજના સંદેશ રૂપે એ લખાયેલ છે. છતાં સળંગ વાચને ગીતાજી ઉપર પ્રીતિ ઉપજાવવામાં એ સહાયરૂપ થશે, સ્વાધ્યાયની પવિત્રતા આપશે, અંતરની આરસીને તત્કાળપૂરતી પણ અજવાળશે, ગીતાજીની પ્રચારસામગ્રી તરીકે પણ ઉપયોગી નીવડશે એટલી શ્રદ્ધા છે.

આ પત્રાવલિ પાછળનો ઇતિહાસ આપવો અજુગતો નથી. ૧૯૪૮ ની ઉનાળાની રજામાં વલસાડ ગીતાસમાજના સોજિત્રા કેન્દ્રે એક માસ માટે ગીતાસત્ર ચલાવ્યું હતું. તે પ્રસંગે, ત્યાંના કેન્દ્રવ્યવસ્થાપક, ગીતાપ્રેમી ભાઇશ્રી અમૃતલાલ ગૌ. વ્યાસે, ગીતા ઉપર રોજ કાંઈ નવું મળે એ માટે અભિલાષા વ્યક્ત કરી. પરિણામે રોજ કાંઈ લખી મોકલવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચયનું અમલી રૂપ તે આ પત્રો. ગીતાજી ઉપર ન્યાય સુસંગત, સુસંબદ્ધ વિચારોની આમાં રજૂઆત ન હોવા છતાં સંદેશરૂપે એ અનેકને સ્પર્શશે એવો અનેક સજ્જનોનો અભિપ્રાય મળતાં, જનતા સમક્ષ રજૂ કરવાનું સાહસ કર્યું છે. પત્રો ધ્યેયસાધક હો એટલી પ્રાર્થના.

ગીતાજી પ્રત્યેના હૃદયસ્થ ભાવોના આ અક્ષરાવતાર માટે સોજિત્રાના ગીતાપ્રેમીઓ અને ખાસ કરીને ભાઇશ્રી વ્યાસજીને તેમજ ભાઇશ્રી ભાસ્કરભાઈ ખારોડને ધન્યવાદ ઘટે છે. મુદ્રણની સરસતા માટે પ્રિય ભાઈ લલ્લુભાઇ બલસારાને ધન્યવાદ.

છેવટે એક જ પ્રાર્થના—સૌ સુખી થાઓ, નીરોગી થાઓ, ભદ્રદર્શી થાઓ. કોઈ દુઃખ ન પામો.

મુંબઈ.
હનુમજ્જયન્તિ.
તા. ૧૪-૪-૪૯

નલિન મ. ભટ્ટ

અમારે પણ પ્રભુકૃપાથી નિયમિતપણે ગુરુજીનું ભાષ્ય ચાલે છે. આજે પાંચમો અધ્યાય હતો. રોજના બે પાંચ શ્લોકો જ થાય ને? ભગવાનની વાણીનો ચમત્કાર જ કાંઈ જુદો છે. મોહિની જ ઓર છે. આજે તો કહે કે હું કોઈના કર્મને ફોક કરતો જ નથી, પછી તે પાપ હોય કે પુણ્ય! માણસજાત જો આટલું જ સમજે, તો કેટલી પ્રગતિ થાય? પાપ પુણ્યથી કેમ ઠેલાય? ભગવાનને કોઈ મિત્ર કે અમિત્ર નથી. કેમકે તે રાગદ્વેષ વગરનો છે. અને આથી જ સૌનો તે સાક્ષી હોઈ, કોઈની તેની સમક્ષ સીફારસ ચાલતી નથી. તે સૌને સ્વકર્મનું ફળ વિના સંકોચે પહોંચાડે છે જ. તટસ્થપણે જો માનવ આટલું જાણે તો પાપકર્મે કેમ રાચે? પુણ્યનું પાથેય માનવ માટે તો ધર્મ છે. અને તે પુણ્ય, વિના વળગણે થયેલું હોવું ઘટે. વધુ શું લખું? થાકયો છું. એના બોલે થાક પણ ઉતરે છે. સૌને વંદન.

(૧૦)

કુશળ હશો. ગીતાજીનો સંસ્કારપ્રવાહ વહેતો હશે. ગીતાજી તો કપાસનું વ્રત શીખવે છે. કપાસ પીલાય, તુણાય, લોઢાય, કંતાય, તણાય, વણાય, કપાય, રંગાય, સીવાય, પણ છેવટે તે લોકોની લાજ ઢાંકવા માટે. જે કોઈ કપાસનું વ્રત અનુસરે તેને ગીતાજી પ્રસન્ન થાય અને પ્રસન્ન ગીતા તો માતા છે. આજે જરા વધારે પડતો કામમાં છું. તે ઉપરાંત ઘરે ભાણાનાં લગ્ન છે. આવતી કાલે મોસાળું. ખરૂં મોસાળું તો નરસિંહ મહેતાનું! કોણ આજે એ વિશ્વાસે જીવે? જગતનો સત્વગુણ દબાઈ જાય ત્યારે અસુરનો ઉદ્ભવ થાય છે. ખેર! આવતી કાલે પ્રભુ કૃપાએ બહારગામથી જ પત્ર લખીશ. તમો બધાને લઈને આવો એમ ઈચ્છુ છું. સૌને હરિવંદન.

(૧૧)

ગણદેવીથી આ પત્ર લખી રહ્યો છું. આજે તો લગ્નની સારી સરખી ધમાલમાં છું. ભગવાને ઠીક લખ્યું છે કે अरतिः जनसंसदि! આધ્યાત્મિક જીવનને વરેલા પ્રાથમિક સાધકે પ્રાકૃત-વિકૃત અસંસ્કૃત મેળામાં અતિ-રૂચિવાળા ન થવું ઘટે. સત્સંગ જો દૃઢમૂલ ન હોય તો સંભવ છે કે સંસારની સરકણી ભૂમિ ઉપર સાધક ગબડી જાય! આપણા ઉત્સવો એટલે ભારે શોર-બકોર-પ્રધાન, નિર્જીવ-લગભગ બાંધલનું નામ આપી શકાય એવા પ્રસંગો! લગ્ન જો હોય તો તે એક જ હોવું જોઈએ અને તે જીવનું પ્રભુ સાથે. બલિદાનની વેદી ઉપર. ગુરૂરૂપી વિપ્રની સમક્ષ. પ્રેમાગ્નિની

પ્રેરે છે. દુનિયા નંદનવન છે, નરકાગાર નથી–જો જીવતાં આવડે તો–આ છે ગીતાજીનું ધ્રુવપદ. આપણને બધાંને એ બોધ જીવનમાં જીરવવાનો મળો, એટલી પ્રભુને પ્રાર્થના.

(૫)

મારા પત્રો મળતા હશે. ગમતા હશે. ન ગમતા હોય તો પણ લખ્યા જ કરવા એવું નક્કી થયું છે અને નિર્ણય તે તો નિર્ણય જ. ભગવાને જ નિર્ણયને અને સાચા નિર્ણયને ભારે અગત્ય આપી છે. "व्यवसायात्मिका बुद्धिः" એવાં ખૂબ મોટાં નામે એને ભગવાન કહે છે. પણ એ તો નટખટ છે જ. એનામાં સમજણ પડે તો પછી એ એ ન રહે. ખૂબ કુટિલ છે, કે પછી આપણે કુટિલ છીએ? નક્કી નથી થતું. અગર તો એમ કહો કે આપણે કુટિલ છીએ. એ કબૂલાત–ખુલ્લાં હૃદયની કબૂલાત કરતાં આપણને આવડતી નથી. અને આથી સ્વદોષનું કૃષ્ણમાં આરોપણ કરીએ છીએ! એ જે હોય તે. એ સીધો છે. સરળ છે. વાંકો છે અને કુટિલ છે. ગીતામાં કેવું મધુરું ગાય છે અને છતાં જરા ક્યાયે પકડાતો નથી! એની આ સંતાકુકડી રમવાની ટેવ જૂની છે. આપણે જ્યારે સરળ-થઈ જઈશું ત્યારે એની પધરામણી થશે. ચાલો ત્યારે શબરીનો પ્રતીક્ષાયોગ અજમાવીએ–આપણે રાહ જોઈએ.

(૭)

આનંદમાં હશો. ગયા ગુરુવારનો કાગળ-તમારો કાગળ કેમ અટક્યો? કે પછી તમે લખ્યો છે અને મને મળ્યો નથી? ખેર! અહીં પણ બે ચાર ભાઈબેનો ગીતાભાષ્ય તથા યોગસૂત્ર ભાષ્ય વગેરે અભ્યાસદૃષ્ટિએ જુએ છે. મઝા આવે છે. ભગવાનની વાણીમાં જો મઝા ન આવે તો પછી બીજે ક્યાં આવવાની? બીજી બધી વાણી જ્યારે અટકી જાય ત્યારે જ અંદરથી ભગવાનની સંભળાય! ગીતા તો ભગવાનની રસમધુર-જીવનમધુર મહાવાણી છે. એને સાંભળવાની રીત એટલી જ કે અર્જુન બની તેના ચરણ પાસે બેસી આપણે મૂગા રહી તેને બોલવા દેવાની તીવ્ર સંવેગમયી આર્જવભરી પ્રાર્થના કરવી ત્યારે-જો આપણી પ્રાર્થનામાં સાચો રણકાર હશે તો તે તો મહામુનિ છતાં બહુબોલો છે. ખેર! તમો બધાંય અને હું પણ તેની વાણી ઉપર કહી તે રીતે સાંભળવા ભાગ્યશાળી થઈએ. એજ. સૌના સૌને હરિવંદન.

(૮)

મારા ગઈ કાલના કાગળમાં ગુરુવાર ચૂકયાની ફરિયાદ હશે. પણ ગઈ કાલે સાંજે પત્ર મળ્યો. વંચાવ્યો. આનંદ થયો. આનંદ કરાવ્યો. આ વખતે અહીંના વર્ગો તો લગ્નની ધમાલમાં નહિવત્ છે. જો કે પેલો ભાષ્ય વગેરેનો વર્ગ તો ખૂબ નિયમિત અને ખૂબ સુંદર રીતે ચાલે છે. એ વર્ગ લગભગ સાડાચાર કલાક ચાલે છે. ખેર! લોકોને લગ્નની લગન છે. બીજી લગન લાગવા માટે તો વ્હાલાનો અનુગ્રહ જોઈએ ને? શ્રી કૃષ્ણચંદ્ર-નામ પણ કેવું વિરોધાભાસી! અને કૃષ્ણનું વ્યક્તિત્વ જ સત્ય હોઈને, ભારે વિરોધાભાસોથી ભરપૂર છે. તેનો અનુગ્રહ થાય તો જ સાચું હિત સમજાય. જગતને આજે જરૂર છે ગીતાના સાચાં જ્ઞાનની-સાચા આચારની. મિથ્યાચારનો ઉદાર વર્તાવ સત્યાચારને રુંધી રહ્યો છે. એ દિવસોમાં ગીતાનું જ્ઞાન જ તારક છે. ગીતા તરફ વલણ-વૃત્તિ-પ્રીતિ પણ ભાવિ કલ્યાણનો અરુણોદય છે. એના અક્ષરે અક્ષરે પરમાત્માનું એટલે કે અમર જીવનનું હૃદય ધબકે છે. એ અક્ષરધામની પથપ્રદર્શિકાની જ્યોતિથી આપણે સૌ એ અક્ષર ધામના યાત્રી બનીએ. સંઘ લઈને ક્યારે આવો છો? ગીતા સદન રાતે બાર વાગે પણ સત્કાર માટે આતુર છે. આવો-એ પુનિત ધામમાં આવી એને વધુ પુનિત કરો.

(૯)

ગઈકાલનો પત્ર લુસવાડા નામના ગામથી લખ્યો હતો. તે સમયસર પહોંચ્યો હશે. પૂરી કાળજી તો લઉં છું જ કે રોજ પત્ર લખાય. પણ આમ છતાં ક્વચિત્ મોડો વહેલો પત્ર મળે તો ક્ષમ્ય છું.

અમારે પણ પ્રભુકૃપાથી નિયમિતપણે ગુરુજીનું ભાષ્ય ચાલે છે. આજે પાંચમો અધ્યાય હતો. રોજના બે પાંચ શ્લોકો જ થાય ને? ભગવાનની વાણીનો ચમત્કાર જ કાંઈ જુદો છે. મોહિની જ ઓર છે. આજે તો કહે કે હું કોઈના કર્મને ફોક કરતો જ નથી, પછી તે પાપ હોય કે પુણ્ય! માણસજાત જો આટલું જ સમજે, તો કેટલી પ્રગતિ થાય? પાપ પુણ્યથી કેમ ઠેલાય? ભગવાનને કોઈ મિત્ર કે અમિત્ર નથી. કેમકે તે રાગદ્વેષ વગરનો છે. અને આથી જ સૌનો તે સાક્ષી હોઈ, કોઈની તેની સમક્ષ સીફારસ ચાલતી નથી. તે સૌને સ્વકર્મનું ફળ વિના સંકોચે પહોંચાડે છે જ. તટસ્થપણે જો માનવ આટલું જાણે તો પાપકર્મે કેમ રાચે? પુણ્યનું પાથેય માનવ માટે તો ધર્મ્ય છે. અને તે પુણ્ય, વિના વળગણે થયેલું હોવું ઘટે. વધુ શું લખું? થાક્યો છું. એના બોલે થાક પણ ઉતરે છે. સૌને વંદન.

(૧૦)

કુશળ હશો. ગીતાજીનો સંસ્કારપ્રવાહ વહેતો હશે. ગીતાજી તો કપાસનું વ્રત શીખવે છે. કપાસ પીલાય, તુણાય, લોઢાય, કંતાય, તણાય, વણાય, કપાય, રંગાય, સીવાય, પણ છેવટે તે લોકોની લાજ ઢાંકવા માટે. જે કોઈ કપાસનું વ્રત અનુસરે તેને ગીતાજી પ્રસન્ન થાય અને પ્રસન્ન ગીતા તો માતા છે. આજે જરા વધારે પડતો કામમાં છું. તે ઉપરાંત ઘરે ભાણાનાં લગ્ન છે. આવતી કાલે મોસાળું. ખરૂં મોસાળું તો નરસિંહ મહેતાનું! કોણ આજે એ વિશ્વાસે જીવે? જગતનો સત્વગુણ દબાઈ જાય ત્યારે અસુરનો ઉદ્ભવ થાય છે. ખેર! આવતી કાલે પ્રભુ કૃપાએ બહારગામથી જ પત્ર લખીશ. તમો બધાને લઈને આવો એમ ઈચ્છું છું. સૌને હરિવંદન.

(૧૧)

ગણદેવીથી આ પત્ર લખી રહ્યો છું. આજે તો લગ્નની સારી સરખી ધમાલમાં છું. ભગવાને ઠીક લખ્યું છે કે अरतिः जनसंसदि! આધ્યાત્મિક જીવનને વરેલા પ્રાથમિક સાધકે પ્રાકૃત-વિકૃત અસંસ્કૃત મેળામાં અતિ-રૂચિવાળા ન થવું ઘટે. સત્સંગ જો દૃઢમૂલ ન હોય તો સંભવ છે કે સંસારની સરકણી ભૂમિ ઉપર સાધક ગબડી જાય! આપણા ઉત્સવો એટલે ભારે શોર-બકોર-પ્રધાન, નિર્જીવ-લગભગ ખાંધલનું નામ આપી શકાય એવા પ્રસંગો! લગ્ન જો હોય તો તે એક જ હોવું જોઈએ અને તે જીવનું પ્રભુ સાથે. બલિદાનની વેદી ઉપર. ગુરૂરૂપી વિપ્રની સમક્ષ. પ્રેમાગ્નિની

સન્મુખ જન્મજન્મ જીવ વિધવા ન થાય માટે-એનું સૌભાગ્ય અખંડ રહે માટે એણે સદા એના પતિનો સંયોગ સાધવો રહ્યો. જીવનો વિપ્રવાસ એટલે સંસાર. એનો સાસરવાસ એટલે પ્રભુધામ. પ્રોષિતભર્તૃકાને વળી સાંસારિક લગ્નનો લ્હાવો શો? ખેર! રડવાની જગ્યાએ માણસ હસે છે હસવાની જગાએ રડે છે. શું કહેવું? કોને કહેવું? કેમ કહેવું? ઠીક ત્યારે જાતને જ કહીને સંભળાવવું અને શાતમના વદીત પ્રભુ આપણને તેની સાથેના આપણા લગ્નનો લ્હાવો દે સૌને હરિસ્મરણ

(૧૨)

મારા પત્રો મળતા હશે જ ગઈ કાલના લગ્ન પછી અર્થોહિકન્યા પરકીય एव એવો કરુણ પ્રસંગ! જીવનમાં પણ કાંઈક આવું જ થાય છે. બુદ્ધિરૂપી કન્યા જ્યારે યોગ્ય થાય ત્યારે-શાસ્ત્રીય થાય ત્યારે-ગીતાસ્નાત થાય ત્યારે -ગીતા ઉપનિષદ્ વગેરે શાસ્ત્રો, માતાપિતા કુટુંબીજનોની પેરે પ્રભુના-કહો સંસારના પાધર સુધી વળાવવા આવે. પછી તો તેને તેના વર અને વરના કુટુંબીઓ-સાસરીઆઓ સાથે-પરમાત્મા અને તેને મેળવવાના સાધનો સાથે બુદ્ધિ-શુદ્ધ બુદ્ધિદેવીને સોંપી જ દેવી પડે. વરવહુનું એકાન્ત મિલન અને મધુરજની જેમ જગતને-અણજાણ રહે, તેનો આનંદ સ્વસંવેદ્ય જ રહે, તેમ પ્રભુ અને સંત જીવનું મિલન-એકાન્તતમ મિલન અને મધુરજની -અખંડ મધુરજની અને તેનો સ્વસંવેદ્ય અનિર્વચનીય આનંદ જગતને અણજાણ જ રહે છે "માંહી પડયા તે મહા મોજ માણે, દેખણહારા દાઝે જોને!" ની સ્થિતિ! रसो वैसः ની શ્રુતિ છે. માટે જ તો શંકરાચાર્ય ભગવાને નહિ ગાયું હોય કે, अहकारो पिय नूते तं सुप्तं मा प्रबोधय । उत्थिते परमानन्दे नाह न त्वं नवं जगत्? આત્માના અતિ એકાન્તમાં-અસંગ-અખંડ-શાંતિ પ્રદેશમાં જ ત્યાગની વેદી ઉપર આ મિલન થાય છે પ્રભુ આપણને સૌને એ મહાએકાન્તનો મહા-ભૂમા આનંદનો લાભ અર્પો.

(૧૩)

કુશળ હશો આજરોજ આ પત્ર ખીલીમોરાથી લખી રહ્યો છું. લગ્ન પૂરા થયા છે આજે સાંજે ઘરે રવાના થવા ખીલીમોરાથી ઉપડીશું. આ લગ્નને તો અવધિ છે, વિધિ છે, મર્યાદાઓ છે ગઈ કાલે ઉલ્લેખ કર્યો હતો તે જીવ અને પ્રભુના લગ્નને તો અવધિ નથી એની પીઠી એક વખત ચડયા પછી ઉતરતી નથી. એમાં વિધિ નથી, નિષેધ નથી. કેમકે અહીં મનુષ્યકૃત વિકૃતિઓ નથી મર્યાદાઓ હોય તો તે એ કે જે જીવ પ્રભુ

સાથે લગ્ન કરે છે, તે મર્યાદાપુરુષોત્તમ થાય છે એ આનંદનાં તો ઠેકાણાં નથી. રસરાજની પ્રાપ્તિ પછી જીવને રસતૃપ્તિ હોતી નથી. ઉપનિષદ્ તો બહેરાને પણ સંભળાય એ રીતે કહે છે કે એવો જીવ रस हि एव अयं लब्ध्वा आनन्दी भवति પ્રભુના રસની પ્રાપ્તિ થતાં જ આનંદિત થાય છે. ગીતા-માતા આવાં જીવ પ્રભુના લગ્ન સાધી આપે છે. એ લગ્ન અનન્ત છે. એમાં વિયોગ નથી. એમાં વૈધવ્ય નથી. એમાં વિરસતા નથી. એમાં ખંડિતતા નથી. એમાં તો અખંડ સૌભાગ્ય જ હોય છે. પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનો રાસ આપણા હૃદયમાં જ રમાવવો જોઇએ. વધુ શું લખું ? સૌ ગીતાપ્રેમીઓને હરિવંદન.

(૧૪)

પત્ર ગઈ કાલે રાત્રે મળ્યો. બીલીમોરાથી રાતે ૧૦॥ વાગ્યે આવી શક્યો. પત્ર મળતા રહે છે, જાણીને આનંદ. અહીં અમોને ધીરે ધીરે કરતાં ૫ મો અધ્યાય ચાલી રહ્યો છે. આજે તો पंडिताः समदर्शिनः નો ભગવાનનો ભવ્ય બોધ આવ્યો. દુનિયામાં આજે વિષમ દૃષ્ટિની યાતનાઓ આપણે પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ. વિષમના મહાયુદ્ધનું કારણ બને છે. કેમકે એ પ્રકૃતિનું ચાંચલ્ય છે. વિષમતા એ પ્રકૃતિની જ લીલા છે, આત્માની નથી. જો માનવજાત આત્માની સમરસતામાં માને, પ્રકૃતિની આપાતવિષમતાને છોડે, તો કેટલું બધું સુખ માનવ મેળવી શકે ? વિષમ દૃષ્ટિ અને તેમાંથી જન્મતું વિષમ વર્તન એ માનવજાતની એક મહાન આફત છે, અને આથી જ સમ-એકરસ આત્મા જ જુદી જુદી પ્રકૃતિનો સ્વાંગ ધરી વિષમ દેખાય છે, એ દૃઢ સમજ જગતને નંદનવન બનાવવામાં કેટલી બધી સહાયરૂપ થાય ? સાબરમતીનો સંત સમતા બતાવવામાં-આચરવામાં માર્યો ગયો ! માનવને વિષમતા જ પસંદ છે. પણ તેમાં રહેલું દુઃખ તે જાણતો નથી. અને આથી ગીતા મુક્ત મને ભણવી રહી છે. સૌને હરિવંદન.

(૧૫)

પત્રો મળ્યા. મારી પાસે આપ પ્રવચનની આશા રાખો છો. ખબર નથી કે એ આશા હું પૂર્ણ કરી શકીશ કે નહિ. છતાં પ્રયત્ન કરીશ. સમયનો અભાવ એમાં કારણરૂપ હશે. આપનો સંઘ-મારો સંઘ ઠીક ઠીક કૂચ કરે છે, જાણી આનંદ થયો. ગીતાવિશારદ બેનને મારા ધન્યવાદ. ગીતા તો ચેપી છે. એનો ચેપ એક વખત લાગવો જોઇએ. ભગવાનની એ સમાધિભાષા છે. ભક્તગાંડા ભગવાનની એ પ્રેમવાણી છે. વત્સલ ભગવાનનો એ મહા પ્રતિજ્ઞાગ્રંથ છે. અહો ! અર્જુનનું ભાગ્ય ! કોઈનું નિમિત્ત થઇને

પણ જગત ઉપર કેટલો ઉપકાર થઈ શકે છે! અર્જુન નિમિત્ત થયો. ભગવાન તો અતૂટ મૌન પાળે છે. એ મૌન તો જ તૂટે જો તોડવા પ્રયત્ન કરનારમાં વિશુદ્ધ પ્રેમ હોય. ભગવાન જ્યારે બોલે છે, ત્યારે તેની વાણી, અનન્ત યુગોનાં સંચિત શાણપણનો વારસો બની જાય છે. જો ગીતા ગાવામાં ભગવાન મુનિ થયા હોત તો માનવજાત કેટલી ગરીબ રહી જાત? ભગવાનની આ રાસભાષા છે, એમ કહું તોય શું ખોટું છે? હું તો ગીતામાં ક્વચિત ખોવાઈ જાઉં છું. એટલો અનન્ત-અપાર-અગાધ અર્થ જણાય છે કે જાણે રડયા જ કરું! હવે મને એમ લાગે છે કે હું ગીતાજીના અ, બ, ક, ડ, પણ જાણતો નથી! ગીતા જાણવી એટલે જીવવી. જીવતરની દશાએ ગીતા જણાય તો તો મારી જાતને હુ ભાગ્યશાળી માનીશ. સંતોના આશીર્વાદ ચાહી રહ્યો છું. ભગવાન સમક્ષ સંતો સિવાય કોઈની સીફારસ ચાલતી નથી! ખેર! આપ સૌ સંતો છો

વિશેષ તમો બધા જ અહીં આવો. 'કન્શેશન' ન મળે તો પણ આવો. આપણે ગીતા સદનમાં સોજિત્રા-વર્ગની પૂર્ણાહુતિ કરીશું. સૌનું પ્રેમભર્યું સ્વાગત કરવા સદૈવ તત્પર છું. સુદામાના તાંદુલ પણ મીઠા લાગશે. આવો.

(૧૬)

આપનો એક પત્ર આજરોજ મળ્યો. ગુરૂવારને માટે ઈચ્છા તો ખરી. પણ વખત નથી રહેતો છતાં પ્રયત્ન કરીશ. આજે અમારે પાંચમો અધ્યાય ગુરૂજીના ભાષ્ય સહિત પૂર્ણ થયો છે. ભગવાન પાંચમા અધ્યાયમાં ખૂબ સુંદર ઉપદેશ દે છે ज्ञात्वा मा शान्तिमृच्छति મને-પ્રભુને જાણીને શાંતિ પામે. પછી તે વ્યક્તિ હો કે સમાજ હો કે પ્રજા હો. સિવાય કે પ્રભુની ઓળખ. સંસારને શાંતિ નથી. અને પ્રભુની ઓળખ મહાજીવનના મહાનિયમોના વ્યક્તિગત કે સમષ્ટિગત પાલન સિવાય નથી. પ્રભુની ઓળખનું જ બીજું નામ છે-જીવવું હોય તો જીવવા દો. બીજાને જીવાડવા માટે કોઈ મરે તો તે મરીને અનન્તકાળ જીવે છે. ટૂંકમાં જીવવું હોય તેણે બીજાને માટે ભાનપૂર્વક ખોવાઈ જવું રહ્યું. શાંતિ જો પ્રાપ્તવ્ય છે, તો પ્રાણી માત્રને આપણા તરફથી અભયદાન મળવું જ જોઈએ. માનવીથી કોઈપણ ગભરાય-બીએ-દૂર ભાગે એ એની જાતિની કદી શોભા જ નથી. માનવ જો માનવ જ છે, સૃષ્ટિનો કિરીટ જ છે તો પછી તેણે પોતાનાં ગૌરવનું સદાય સ્મરણ રાખવું ઘટે. અને તે ખાતર એનાં કરતાં બીજા તમામ પ્રાણીઓને એના તરફથી તો અભયદાન મળવું જ ઘટે. પ્રભુને ઓળખી શાન્તિ મેળવવાનો આજ

માર્ગ છે. જગત આજે પ્રભુને ભૂલેલું છે. અને આથી અશાંત છે. પ્રિયનો વિયોગ અશાંત જ રાખે ને ? ને પ્રભુ તો પ્રિયતમ છે. એનો ચિરવિયોગ જો ચિર જડતા આપે તો ચિરચેતન માટે તેની પ્રાપ્તિ કરવી જ ઘટે.

(૧૭)

સેવામાં સાદર હરિવંદન. આજે શું લખવું તે સૂઝતું નથી. અહીંના છાત્રવૃંદનો આગ્રહ છે કે વ્યાસજી સોજિત્રાના ગીતાવૃંદને લઈને ગીતાસદને જ આવે. હું પણ મારો સૂર એમાં પૂરાવું છું. કયારે સૌ આવો છો તે લખશો. ભાઈઓ અને બેનો બધાય આવો.

આજે તો અમારે છઠ્ઠો અધ્યાય શરૂ થયો. યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રની મધુમયી વાણી! કાર્ય–કર્મ કર, ફલાસક્ત ન થા. તું તો જ યોગી છે, તો જ સંન્યાસી છે. કર્મ તો થયા સિવાય રહે જ નહિ. આથી બુદ્ધિશાળી માણસે તો–કર્મ જ કરવું જોઈએ. આ એક મહાઔષધ છે. જો સૌ પોતાના જ કાર્યમાં રત રહે અને બીજાનાં કર્મોની ચિન્તા ન કરે તો આ જગત કેટલું સુખી થાય? અને કઈ ક્ષણ એવી છે, જ્યારે માણસને માટે કાર્ય નથી? જીવનની પ્રત્યેક ક્ષણ કર્તવ્યવ્યાપ્ત છે. જેને આ સમજાય છે તે અનેક કાયર દુર્ગુણોમાંથી છૂટે છે. તેને જીવન નિરર્થક નહિ લાગે, જીવવામાં આનંદ લાગશે. કર્તવ્યભેષ જગતનો એક મહા વ્યાધિ છે. જે જ્યાં જ્યારે હોય ત્યાં ત્યારે તેને માટે કર્તવ્ય છે. અને તે કર્તવ્ય કેવળ કર્તવ્યબુદ્ધિથી કરે તો કર્મમાત્ર અનન્તની પ્રાપ્તિનું દ્વાર થાય! કર્મરૂપી પુષ્પે જો ભગવાનની પૂજા થાય તો તેની મઝા કોઈ જુદી જ છે! આપણે માટે કર્મ એ જ ભગવાનનું પૂજન હો. ફકત તે કર્તવ્યકર્મ હજો. સૌને હરિવંદન.

(૧૮)

પ્રણામ. સૌ કુશળ હશો. આવતી કાલને માટે પ્રવચન શું લખું? પ્રવચન તો મૌખિક જ હોય ને? આજે છઠ્ઠો અધ્યાય ચાલતો હતો. ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર શરૂઆતમાં જ બે ચાર સુંદર વાતો કરે છે. મનુષ્યે યોગારૂઢ થવું હોય તો પણ કર્મ કરવાં. યોગારૂઢ થયા પછી પણ કર્મ કરવાં. પહેલાં પરમસ્વાર્થે તો બીજાં નિઃસ્વાર્થ ભાવે! લોકસંગ્રહ માટે. લોકસંગ્રહ તો પ્રબુદ્ધ જીવનો સહજ ધર્મ છે. કેમકે તે સમજે છે કે તેણે ધૂળના કણનો પણ ઉપકાર લીધો છે. તો જે જગતે આપણને પ્રબુદ્ધ થવા માટેની બધી સગવડ કરી આપી, આપણે જન્મીએ ત્યાંથી તે મરીએ

ત્યાં સુધી આપણામાં રસ લીધો, તે જગતને માટે જીવવું, તેના ઋણમાંથી મુક્ત થવાને માટે યત્ન કરવો એ તો યોગારૂઢનો જીવન લ્હાવો છે. આથી જાગતો-આત્મદૃષ્ટિએ જાગ્રત માણસ તો કર્મ કરવામાં જ અને તે પણ સ્વરૂપભૂત જગતને માટે ઘસાવામાં જ આનંદ માણવાનો. પ્રબુદ્ધ થયા પછી જ સાચું પૂછો તો કર્મ કરવાનો સાચો રાહ મળે છે-સાચો રસ જન્મે છે. આથી લોકસંગ્રહ એ તો મહાત્માઓનો જન્મસિદ્ધ ગુણ છે. જો પૂર્વના સત્યગરજુ આત્માઓએ લોકસંગ્રહના આશયથી પ્રેરાઇને વેદાદિ તમામ સચ્છાસ્ત્રો આપણને ન આપ્યાં હોત તો આપણે કેટલા ગરીબ રહી ગયા હોત? આથી કોઈ આપણે માટે જીવી ગયું છે તો આપણે કોઇને માટે જ જીવવું ઘટે. આ છે ગીતાનો ન ભૂલાય એવો ધ્વનિ! તમો બધાય કયારે આવો છો? લખશો. સૌને હરિવંદન.

(૧૯)

આપનો પત્ર પણ આજે મળ્યો, વાંચી હર્ષોદ્રેક થયો. અનેક ભાઇઓએ સ્વપરિચય પણ મોકલ્યો! ખરો પરિચય-સ્વનો પરિચય કરવા જ તો ગીતા માતા પાસે જવું રહ્યું. આ દુનિયાની મોટામાં મોટી મૂંઝવણ જ આ છે. સૌ સ્વ સિવાયના બીજાને જાણે છે. માયાની આ મસ્તી કયારે અટકે? એ સ્વનો કયારે પરિચય થાય? આપણા પ્રયત્ને? કદી નહિ. આપણો પ્રયત્ન તો પ્રભુએ આપણને નવરા ન રાખવા માટેની કરેલી એક માયા જ છે. ખરો સ્વપરિચય તો તે પરમ પ્રેમી, પરમ દયાળુ, કનૈયાના અનુગ્રહથી જ થાય! જે કોઈ સ્વપ્રયત્ને સ્વપરિચય કરવા જાય તે પાછો પડે. જે પ્રભુની આગળ નરમઘેંસ થઈને રડતાં શીખે, પાષાણ પીગળી જાય એવું કરુણ રુદન કરે, જેને માછલીને જેમ જળ વિના તેમ પરમાત્મા સિવાય ચેન જ ન પડે, ઉપર આનંદ રાખી અંતર ઝરપતું, રડતું, દ્રવતું, અશ્રુ ઝરતું રાખે તેને જ પ્રભુ પોતાની જાત બતાવે. અને પ્રભુ જ્યારે પોતાની જાત ખોલે છે ત્યારે પેલા ભક્તનાં તો ઠેકાણાં રહેતાં નથી! ભલા! સમુદ્ર જ્યારે તળાવમાં ઠલવાય ત્યારે તળાવની શી સ્થિતિ થાય? પરમાત્મા આપણને રડતાં શીખવે. પીગળી જતાં શીખવે. આપણે શુકદેવજીની માફક 'રાધાકૃષ્ણ' બોલતાં, સાંભળતાં માત્ર સમાધિમય થઈ જઇએ ત્યારે પ્રભુ અનુકંપા કરે છે. અને ગીતા ગાતા તો કહે છે. "तेषां एव......ज्ञानदीपेन भास्वता"—— પ્રભુ આપણને સૌને એ સ્થિતિ આપો.

(૨૦)

સૌને હરિવંદન. આપના પત્રો મળતા રહે છે. ખૂબ આનંદ થાય છે. અહીંના ગીતાપ્રિય ભાઇબેનોને પણ પત્રથી આનંદ થાય છે. ગીતા પોતે જ

ભગવાનની ચીઠ્ઠી છે, પત્ર છે. અર્જુનને એ ભગવાને લખી આપ્યો છે. એની શાહી કાળના અંત સુધી ભૂલાય એમ નથી. એ સદા તાજી રહેશે. ભગવાનનો એ અક્ષરદેહ છે. ભગવાનના વાત્સલ્યનું ચેતનમય પ્રતિબિંબ છે. એ ગીતા પત્ર, પરમપ્રેમી શ્રીકૃષ્ણે એના પ્રિયતમ ભક્તોના ઉપર લખ્યો છે. સરળ હૃદયે પ્રેમથી અને ભાવથી જો એ વાંચવામાં આવે તો એ સુબોધ છે. નહિ તો એના અક્ષર કેવળ દુર્બોધ છે. ભગવાનની પ્રેમવાણી વાંચતાં જ પ્રેમીભક્તના અંતરમાં ગલીપચી થાય. એ પત્રનો સાર તો હૃદયસત્ત્વને અનુસરીને નીકળે છે. પક્ષીની શક્તિ મુજબ આકાશની અનંતતા અગાધતા જરાતરા મપાય. પ્રેમને જો અંત હોય તો ગીતાજીના અર્થને અંત હોય. એ પ્રેમાક્ષરીનો ઉકેલ પ્રેમીહૃદયને જ સમજાય છે.

હવે એક બીજી વાત. લખતાં ખૂબ સંકોચ થાય છે. પણ "वल्ल्यः सपत्न्य इव गेहपतिं लुनन्ति" જેવી મારી સ્થિતિ છે. સોજિત્રાનું પ્રેમભર્યું આમંત્રણ નકારી શકું એટલી શક્તિ જ નથી, પણ સાથે સાથે અહીંના ગીતા–યોગ–પ્રેમીઓને છોડવાની પણ સ્હેજે તાકાત નથી. આપને જાણીને આનંદ થશે કે આજે જ શ્રીકૃષ્ણચંદ્રના અનુગ્રહથી ગીતાસદનની આજુબાજુની જમીનનો સોદો કર્યો છે. રૂા. દસ હજાર ઉપર મતું માર્યું છે. તે હવે લાવવા જોઈએ. તે માટે તો એકનિષ્ઠાથી પ્રયત્ન કરવો રહ્યો. વેકેશનનો જ સમય છે. પછીથી પાછી ઉપાધિ! તે ઉપરાંત પણ બીજી અનેકવિધ પ્રવૃત્તિ છે. મને સોજિત્રા આવવામાંથી મુક્તિ આપો તો ખૂબ આનંદ થાય. મારું હૃદય તો રડે છે, પણ મારે કયાં કયાં જવું એ જ સૂઝતું નથી. શરીર ઉપર પણ આ બધાંની અસર થાય છે! ખેર! મારી એક ઇચ્છા છે કે તમો બધા પહેલાં અહીં આવો અને વળતો તમારી સાથે હું આવું. આટલું નહિ કબૂલો? મારું હૃદય તો સોજિત્રામાં જ એ દિવસોમાં હશે. મને ત્યાં આવવા તંગ ન કરો એ જ એક માત્ર વિકલ્પ રહે છે. હું આવીશ. પણ અહીંનું સત્ર છોડવું મુશ્કેલ છે. આથી તમો આવો પાછી આવું એવી ઈચ્છા છે. પત્ર લખશો. નિરાશ ન થશો. પ્રભુનું કાર્ય છે, પ્રભુ જ પૂર્ણ કરશે. પત્રની રાહ જોઉં છું.

(૨૧)

સપ્રેમ હરિવંદન. વિશેષ મારો પત્ર મળ્યો હશે. આપ નિરાશ થયા હશો. ન થાઓ એમ ઇચ્છું. योगोऽनिर्विण्णचेतसा: યોગીએ યોગ માર્ગે વગર કંટાળ્યે, વગર નિરાશ થયે જવું જ રહ્યું. મારા અંતરમાં પણ ખૂબ જ વિવશતા છે; છતાં મૂંઝાતા મનને મૂંઝવણમાં જ રાખવું પડે છે. ખેર! હજી તમારા પત્રની આશા રાખું છું.

અમારે તો રોજ ભાગવતી ગીતા તથા પાતંજલ યોગસૂત્ર આજકાલ ચાલી રહ્યાં છે. પાતંજલ યોગસૂત્ર અને ગીતાજીને ભારે સંબંધ છે. ગીતા જો ફૂલ છે તો યોગ મૂળ છે. યોગ સિવાય ગીતા જીવાય જ નહિ અને આ યોગ તે પ્રેમયોગ. સિવાય કે પ્રેમ આ જગતમાં બીજો કોઈ યોગ નથી. મને તો સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને પ્રલય સુધીની બધીય ક્રિયા એ પ્રેમનું જ ભાષ્ય લાગે છે. પ્રલય-મરણ પણ પરમાત્માના પરમ પ્રેમનો જ આવિષ્કાર છે. કેમકે જીર્ણદેહે સૃષ્ટિનો રસ અગર તો જીવનનો પૂરો રસ-પરમાત્મા માણી ન શકાય. આથી મરણ દ્વારા પણ નવજીવન આપતા પરમાત્મા જીવ ઉપર ઉપકાર જ કરે છે. પ્રેમનો જ મહા પ્રભાવ બતાવે છે. આથી ક્રિયામાત્રનું ઉગમ અને અસ્ત પ્રેમ છે. એ પ્રેમયોગ દુર્લભ છે. પ્રભુ-દયાથી આપણને સૌને એ મળો. आसा महो चरणरेणुजुषा महंस्या वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ભાગવતકારનો આ ઉદ્ધવસંદેશ દિવ્ય છે.

(૨૨)

લિ........કોણ ? આજ છે એક મહાપ્રશ્ન. સૌ પોતાને જાણતો હોવાનો દાવો કરે છે અને છતાં સૌ કોઈ પોતાને વિષે ઘોર અજ્ઞાન ધરાવે છે. આ એક અજબ વિરોધાભાસ છે. પણ છે જ. એમાંનો વિરોધ દૂર કરી અવિરોધ જાણવો એ શું અસ્તિનું પ્રયોજન નથી ?

આજે તો અમોએ છઠ્ઠા અધ્યાયના યોગીનાં લક્ષણ વાંચ્યાં. દીવો ભગવાને બતાવ્યો. કયો ? ચિત્ત જ દીવો. પણ તે નિવાત પ્રદેશમાં રહેલો. ચિત્ત પણ જો વાસના વગેરેના ઝંઝાવાતમાંથી મુક્ત થાય અને અચંચળ પ્રકાશમાં સ્થિર થાય તો કયું તત્ત્વ છે જે પોતાનું આંતરરહસ્ય યોગી સમક્ષ ગૂઢ રાખી શકે ? યોગયુક્ત મન કરોડો સૂર્યની જ્યોતિ કરતાં વધુ વેધક જ્યોતિ ધરાવે છે. સૂર્ય, ચંદ્ર, તારા, વિજળીની જ્યોતિ જ્યાં નિષ્ફળ નિવડે છે ત્યાં આ આંતર એકાગ્ર મનની જ્યોતિ પ્રકાશ આપે છે. હૃદયની અંધારી ગુફામાં વર્ષોથી-જન્મ જન્મથી સૂતેલા નૃસિંહને-પુરુષસિંહને જાગ્રત કરવા માટે એ જ જ્યોતિ જગાડવી જોઇએ. સ્વાધ્યાય-તપ ઈશ્વર નામ સ્મરણ યોગ-પ્રેમયોગ એનાં સાધન છે. આપણને સૌને એ મળો. આટલી પ્રાર્થના. તમારા પત્રની રાહ જોઉં છું-શબરીની માફક. રામ ક્યારે સંઘ લઈને ગીતા-ઝુંપડીમાં આવે છે ?

કર્તવ્યવિમૂઢ થઇ ગયો છું. અહીંના પ્રેમીઓ એમ ઠપકો આપે છે કે
ાલિનભાઇની ટેવ જ એવી છે કે કશું પૂરૂં કરતા નથી. ઈશ્વિરદર્શન
પૂરું રાખ્યું. નારદભક્તિસૂત્ર અધૂરું રાખ્યું " અને આ યોગશાસ્ત્ર પણ
ગભગ પૂરું થવાની અણી ઉપર આવ્યું ત્યારે અધૂરું રાખવા તૈયાર થયા?
.મે એમ નહિ માનીએ. બે મહિનાથી એ ભાઈ બેનો છ છ કલાકનું
ાકધારું તપ કરે છે! સોજિત્રાનો પ્રેમ પણ તેવોજ મધુર અને આકર્ષક
. હવે શું કરવું? એક સૂઝવું? તમો ત્યાનું છઠ્ઠી તારીખ સુધીમાં બધું
જવી આ બાજુ ચાલી આવો. બે ત્રણ દિવસ અહીં રોકાઓ અને વળતા
ાને ઉપાડી જાઓ. ત્યાં બે ચાર દિવસ રાખો અને પછી પાછું મારું
લસાડ પાર્સલ કરી દ્યો. જેટલાં સ્વજનો—કેમકે આપણી સૌની ગીતા
ા માતા છે—આવી શકે તે બધાંયને લાવો. ખૂબ પ્રેમપૂર્વક મારૂં આમંત્રણ
. એટલામાં હું પણ અહીંનું કામ પતાવી લઇશ. અને પાછા ફરતાં મને
ાજિત્રા લઈ જાઓ. ત્યાં પરીક્ષા વગેરેનું કાર્ય પતાવી લઈએ. હું ઉભય
ાક્ષે અતિસ્નેહની રમણીય મૂંઝવણ અનુભવી રહ્યો છું. કૈવર્તક તો કેશવ
. તે આપણાં સૌ સ્વપ્નો પૂરાં કરો. તમામ ભાઈ-બેનોને મારા પ્રેમવંદન.
ાાપના પત્રે તો મને ગલીપચી થાય છે. આટલા બધા સ્નેહને-પ્રેમને
ું લાયક છું ખરો? આવા વિચારે મારી લાયકાત અધૂરી દેખાય છે.
ખેર! તમો સૌ ભાઇબેનો આશીર્વાદના શુદ્ધ તરંગ મોકલતા રહો. શુદ્ધ
સંકલ્પની અંદર અમોઘ બળ હોય છે. પત્ર લખશો અને મારે શું કરવું એનો
સુસ્પષ્ટ નિર્ણય પણ તમે જ આપો. વ્યાસજી ન આપે તો , કોણ આપે?

ગીતાવિશારદ બેનને મારા સસ્નેહ હરિવંદન. આવીશ ત્યારે એમના
દર્શને પાવિત થઇશ. ગીતા સદનમાં માલતીબેન નામનાં એક બેન આવે
છે. ખૂબ વિમળ અને સંસ્કારી છે. Senior B. A. માં ભણે છે. તેઓ
બ્રહ્મસૂત્ર-યોગસૂત્ર અને ગીતાજી અહીં વાંચે છે. પરિચય કરવા જેવાં છે.
આવશો એટલે થશે જ.

(૨૪)

નથી આવી શકતો તેનું ભારે દુ:ખ જ છે. આવા પ્રસંગો વારંવાર
નથી આવતા. પણ શું થાય? બે કર્તવ્યની વચ્ચેનો સંઘર્ષ છે! ખેર! આ
સાથે નાનો જુદો પત્ર કંકોત્રી ઉપર લખ્યો છે. ગીતા સદનમાં પ્રભુદયાએ
આજકાલ ખૂબ સુંદર પઠન પાઠન થઇ રહ્યું છે. દસબાર દિવસ એ હજી
ચાલશે. યોગસૂત્ર પૂરું થસે. ગીતાજીનો છઠ્ઠો અધ્યાય ચાલે છે. યોગજીવન
એજ એક મારે [illegible]

અમારે તો રોજ ભાગવતી ગીતા તથા પાતંજલ યોગસૂત્ર આજકાલ ચાલી રહ્યાં છે. પાતંજલ યોગસૂત્ર અને ગીતાજીને ભારે સંબંધ છે. ગીતા જો ફળ છે તો યોગ મૂળ છે. યોગ સિવાય ગીતા જીવાય જ નહિ અને આ યોગ તે પ્રેમયોગ. સિવાય કે પ્રેમ આ જગતમાં બીજો કોઈ યોગ નથી. મને તો સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને પ્રલય સુધીની બધીય ક્રિયા એ પ્રેમનું જ ભાષ્ય લાગે છે. પ્રલય-મરણ પણ પરમાત્માના પરમ પ્રેમનો જ આવિષ્કાર છે. કેમકે જીર્ણદેહે સૃષ્ટિનો રસ અગર તો જીવનનો પૂરો રસ-પરમાત્મા માણી ન શકાય. આથી મરણ દ્વારા પણ નવજીવન આપતા પરમાત્મા જીવ ઉપર ઉપકાર જ કરે છે. પ્રેમનો જ મહા પ્રભાવ બતાવે છે. આથી ક્રિયામાત્રનું ઉગમ અને અસ્ત પ્રેમ છે. એ પ્રેમયોગ દુર્લભ છે. પ્રભુ-દયાથી આપણને સૌને એ મળો. आसा अहो चरणरेणुजुषा अहंस्यां वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ભાગવતકારનો આ ઉદ્ધવસંદેશ દિવ્ય છે.

(૨૨)

લિ........કોણ? આજ છે એક મહાપ્રશ્ન. સૌ પોતાને જાણતો હોવાનો દાવો કરે છે અને છતાં સૌ કોઈ પોતાને વિષે ઘોર અજ્ઞાન ધરાવે છે. આ એક અજબ વિરોધાભાસ છે. પણ છે જ. એમાંનો વિરોધ દૂર કરી અવિરોધ જાણવો એ શું અસ્તિનું પ્રયોજન નથી?

આજે તો અમોએ છઠ્ઠા અધ્યાયના યોગીનાં લક્ષણ વાંચ્યાં. દીવો ભગવાને બતાવ્યો. કયો? ચિત્ત જ દીવો. પણ તે નિવાત પ્રદેશમાં રહેલો. ચિત્ત પણ જો વાસના વગેરેના ઝંઝાવાતમાંથી મુક્ત થાય અને અચંચળ પ્રકાશમાં સ્થિર થાય તો કયું તત્ત્વ છે જે પોતાનું આંતરરહસ્ય યોગી સમક્ષ ગૂઢ રાખી શકે? યોગયુક્ત મન કરોડો સૂર્યની જ્યોતિ કરતાં વધુ વેધક જ્યોતિ ધરાવે છે. સૂર્ય, ચંદ્ર, તારા, વિજળીની જ્યોતિ જ્યાં નિષ્ફળ નિવડે છે ત્યાં આ આંતર એકાગ્ર મનની જ્યોતિ પ્રકાશ આપે છે. હૃદયની અંધારી ગુફામાં વર્ષોથી-જન્મ જન્મથી સૂતેલા નૃસિંહને-પુરુષસિંહને જાગ્રત કરવા માટે એ જ જ્યોતિ જગાડવી જોઇએ. સ્વાધ્યાય-તપ ઈશ્વર નામ સ્મરણ યોગ-પ્રેમયોગ એનાં સાધન છે. આપણને સૌને એ મળો. આટલી પ્રાર્થના. તમારા પત્રની રાહ જોઉં છું-શબરીની માફક. રામ કયારે સંઘ લઇને ગીતા-ઝુંપડીમાં આવે છે?

(૨૩)

મારા પત્રો મળતા હશે જ. આપનો તા. ૨૯ નો પત્ર આજે મળ્યો. મને ખુબ મૂંઝવણ થાય છે! ચોમેરના પ્રેમના આકર્ષણે હું તો લગભગ

કર્તવ્યવિમૂઢ થઇ ગયો છું. અહીંના પ્રેમીઓ એમ ઠપકો આપે છે કે નલિનભાઇની ટેવ જ એવી છે કે કશું પૂરૂં કરતા નથી. ઈશ્વરદર્શન અધુરૂં રાખ્યું. નારદભક્તિસૂત્ર અધૂરું રાખ્યું" અને આ યોગશાસ્ત્ર પણ લગભગ પૂરું થવાની અણી ઉપર આવ્યું ત્યારે અધૂરું રાખવા તૈયાર થયા? અમે એમ નહિ માનીએ. બે મહિનાથી એ ભાઈ બેનો છ છ કલાકનું એકધારું તપ કરે છે! સોજિત્રાનો પ્રેમ પણ તેવો જ મધુર અને આકર્ષક છે. હવે શું કરવું? એક સૂચવું? તમો ત્યાંનું છઠ્ઠી તારીખ સુધીમાં બધું કેજવી આ બાજુ ચાલી આવો. બે ત્રણ દિવસ અહીં રોકાઓ અને વળતા મને ઉપાડી જાઓ. ત્યાં બે ચાર દિવસ રાખો અને પછી પાછું મારું સલામાડ પાર્સલ કરી દ્યો. જેટલાં સ્વજનો—કેમકે આપણી સૌની ગીતા તો માતા છે—આવી શકે તે બધાંયને લાવો. ખૂબ પ્રેમપૂર્વક મારૂં આમંત્રણ છે. એટલામાં હું પણ અહીંનું કામ પતાવી લઈશ. અને પાછા ફરતાં મને સોજિત્રા લઈ જાઓ. ત્યાં પરીક્ષા વગેરેનું કાર્ય પતાવી લઈએ. હું ઉભય પક્ષે અતિસ્નેહની રમણીય મૂંઝવણ અનુભવી રહ્યો છું. કૈવર્તક તો કેશવ છે. તે આપણાં સૌ સ્વપ્નો પૂરાં કરો. તમામ ભાઈ-બેનોને મારા પ્રેમવંદન. આપના પત્રે તો મને ગલીપચી થાય છે. આટલા બધા સ્નેહને-પ્રેમને હું લાયક છું ખરો? આવા વિચારે મારી લાયકાત અધૂરી દેખાય છે. ખેર! તમો સૌ ભાઈબેનો આશીર્વાદના શુદ્ધ તરંગ મોકલતા રહો. શુદ્ધ સંકલ્પની અંદર અમોઘ બળ હોય છે. પત્ર લખશો અને મારે શું કરવું એનો સુસ્પષ્ટ નિર્ણય પણ તમે જ આપો. વ્યાસજી ન આપે તો કોણ આપે?

ગીતાવિશારદ બેનને મારા સસ્નેહ હરિવંદન. આવીશ ત્યારે એમના દર્શને પાવિત થઈશ. ગીતા સદનમાં માલતીબેન નામનાં એક બેન આવે છે. ખૂબ વિમળ અને સંસ્કારી છે. Senior B. A. માં ભણે છે. તેઓ બ્રહ્મસૂત્ર-યોગસૂત્ર અને ગીતાજી અહીં વાંચે છે. પરિચય કરવા જેવાં છે. આવશો એટલે થશે જ.

(૨૪)

નથી આવી શકતો તેનું ભારે દુઃખ જ છે. આવા પ્રસંગો વારંવાર નથી આવતા. પણ શું થાય? બે કર્તવ્યની વચ્ચેનો સંઘર્ષ છે! ખેર! આ સાથે નાનો જુદો પત્ર કંકોત્રી ઉપર લખ્યો છે. ગીતા સદનમાં પ્રભુદયાએ આજકાલ ખૂબ સુંદર પઠન પાઠન થઈ રહ્યું છે. દસબાર દિવસ એ હજી ચાલશે. યોગસૂત્ર પૂરું થશે. ગીતાજીનો છઠ્ઠો અધ્યાય ચાલે છે. યોગજીવન એ જ એક મહાયોગ છે-પ્રભુદત્ત યોગ છે. એનો વિયોગ થાય તે પહેલાં

પ્રભુનો સંયોગ થાય તો તો આનંદ નહિ તો ઉપનિષત્‌ના ઋષિનો ઠપકો જ છે કે-इह चेदवेदीत् अथ सत्यमस्ति न चेद् इहावेदीन् महती विनष्टि-મહા વિનાશ અનામત જ છે. જો પ્રભુનો યોગ ન થયો તો. એ યોગ જ મુખ્ય છે. બાકીના બધા જ ગૌણ છે. માણસ પોતાનો મહિમા પૂરો પિછાને એનું જ નામ પ્રભુયોગ છે. સ્વમહિમા-પ્રતિષ્ઠા-પ્રભુની નિત્યસ્થિતિ છે. હવે તે મેળવવી રહી. તે માટેના બધાય ઉપાયો એટલે યોગ. ભગવાન તો યોગેશ્વર રહ્યા. એટલે તેમણે તો ગીતાના અધ્યાયે અધ્યાયે કુલ્લે ૧૮ યોગ બનાવ્યા! સૌએ પોતાની અનુકૂળતાએ પસંદગી કરી લેવી રહી. ખેર! પારકે ઘરે બેસીને લખુ છું. બસ ત્યારે કાલે વધુ. સૌ ભગવત્પ્રેમીઓના ચરણમાં વંદન.

મારાથી સોજિત્રા નથી અવાયું તેનું દુઃખ છે જ! પણ શું થાય? અતિ [illegible]હ દુઃખદાયક!-સિવાય કે એક ઈશ્વર સાથે.

ખેર! પ્રભુ કરશે તો બે પાંચ દિવસમાં યોગસૂત્રો પૂરાં થશે. એવો તો આનંદ આવે છે! ખસૂસ. કામ કર્યા પછી થોડો થાક પણ લાગે છે. પણ એ થાકનું વળતર જ એટલું અનુપમ છે કે ન પૂછો વાત. रसपुष्टिः अलौकिकी કરવાની તક મળવી અને કરવું અને પ્રભુકૃપાથી પૂરું કરવું એ જ સત્કર્મનું મહાફળ છે. ઘણાંને કંઈ સૂઝતું જ નથી. કેટલાકને સૂઝે છે તો થતું નથી, કેટલાકથી થાય છે પણ સૂઝતું નથી. કેટલાકને સૂઝે છે. થાય છે અને તે પણ હૃદયતોષપૂર્વક થાય છે. આવું થાય ત્યારે ઈશકૃપા જાણવી. સોજિત્રાને તમે હલાવ્યું, રમાડયું, એજ ઈશકૃપા. કૃષ્ણપ્રભુ મથુરા ગયા. અને ભારે રાજખટપટમાં પડી ગયા. ઉદ્ધવજીને ગોપીઓ પાસે મોકલી આપ્યા. ગોપી પાસે ગયેલા ઉદ્ધવજીને ભાગવતકારે "હરિદાસ" ની પદવી આપી! તમને તે પદવી ઘટે છે. [illegible]દૈવ હરિદાસ રહો. અને હું દાસાનુદાસ રહું. કેવી મઝા આવે? [illegible] લાંબે ગાળે પૂછું છું-કમુબેનને કેમ છે? જયા? અશોક અને પેલો अनुपेत-શુકદેવ? ગીતા સ્વજનો? સૌને યથાર્હ. આજે તાર કર્યો છે, કાલે સવાર સુધીમાં મળશે એ આશાએ. એજ. સૌ ગીતાભક્તોના હૃદયમાં કૃષ્ણકૃપા પ્રકાશો.

# ગીતાવિભાગના સહાયકોની શુભ નામાવલિ

| | નામ | સ્થળ | રકમ રૂ. પૈસા |
|---|---|---|---|
| ૧ | સ્વ શ્રી જાદવજી દુર્લભજી મોદીના પુણ્યાર્થે<br>હા શ્રી શાન્તિલાલ દુ મોદી તથા ભાઇઓ | મુંબઈ | ૨૫૦૧=૦૦ |
| ૨ | શ્રી પ્રદ્યુમ્ન હીરાલાલ દલાલ | " | ૭૫૦=૦૦ |
| ૩ | ડૉ. શ્રી જે જે મરચન્ટ તથા કુટુમ્બીજનો | " | ૫૦૧=૦૦ |
| ૪ | શ્રી ભેરૂરતન દામાણી | " | ૫૦૦=૦૦ |
| ૫ | શ્રી સુરેન્દ્ર છોટાલાલ ગુગલા | " | ૧૫૧=૦૦ |
| ૬ | એક ગૃહસ્થ | | ૧૫૧=૦૦ |
| ૭ | શ્રી દલપતરામ પોપટલાલ જોરી | મુંબઈ | ૧૦૧=૦૦ |
| ૮ | શ્રી રમણબેન ઝવેરલાલ મુંનાજી | " | ૧૦૧=૦૦ |
| ૯ | શ્રી જગદીશ લ વૈદ્ય | " | ૧૦૧=૦૦ |
| ૧૦ | ગ સ્વ આનંદલક્ષ્મીબેન જા મોદી | " | ૧૦ =૦૦ |
| ૧૧ | શ્રી દ્વારકાદાસ તુલસીદાસ સરવૈયા | સિકંદરાબાદ | ૧૦૧=૦૦ |
| ૧૨ | શ્રી જાદવજી મોરારજી એન્ડ કંપની | મુંબઈ | ૧૦૧=૦૦ |
| ૧૩ | શ્રી રતિલાલ ઉત્તમરામ મરચન્ટ | " | ૧૦૦=૦૦ |
| ૧૪ | Cynamid India Ltd | Atul | ૧૦૦=૦૦ |
| ૧૫ | શ્રી ગોવિન્દરામ સુખમલ | મુંબઈ | ૧૦૦=૦૦ |
| ૧૬ | શ્રી જીતેન્દ્ર છોટાલાલ ગુગલા | " | ૫૧=૦૦ |
| ૧૭ | શ્રી ચંદ્રિકાબેન ચંપકલાલ ચોકસી | " | ૫૧=૦૦ |
| ૧૮ | શ્રી મુકુન્દલાલ ટી. પટવા | વડોદરા | ૫૧=૦૦ |
| ૧૯ | શ્રી કમળાબેન નટવરલાલ ખંભાતી | મુંબઈ | ૫૧=૦૦ |
| ૨૦ | શ્રી લીલાવતીબેન કાન્તિલાલ કશીદાસ | " | ૫૧=૦૦ |
| ૨૧ | શ્રી શાન્તિલાલ નાથાલાલ શાહ | " | ૫૧=૦૦ |
| ૨૨ | શ્રી ભીખાભાઈ લક્ષ્મીદાસ | " | ૫૧=૦૦ |
| ૨૩ | શ્રી ધીરજલાલ નાતુભાઈ | " | ૫૧=૦૦ |
| ૨૪ | બોમ્બે ઓઈલ એન્ડ સીડ્સ વે. લિ. | " | ૫૧=૦૦ |
| ૨૫ | શ્રી ગીરધરલાલ ગોવિન્દજી | " | ૫૧=૦૦ |
| ૨૬ | શ્રી લીલાબેન ગુલાબરામ | " | ૫૧=૦૦ |
| ૨૭ | શ્રી મગનભાઈ જી. શાહ | " | ૫ =૦૦ |
| ૨૮ | શ્રી પ્રભુતબેન કૌશિકરામ પાઠક | " | ૩૭=૦૦ |
| ૨૯ | શ્રી સુંદરમની જીતેન્દ્ર જાગીરદાર | સુરત | ૨૫=૦૦ |
| ૩૦ | શ્રી પુષ્પાબેન દિલીપભાઈ વકીલ | મુંબઈ | ૨૫=૦૦ |
| ૩૧ | શ્રી ગીરધરલાલ જમનાદાસ પજી | | ૨૫=૦૦ |
| ૩૨ | શ્રી અંજનાબેન જ્યોતીન્દ્ર વકીલ | " | ૨૫=૦૦ |
| ૩૩ | શ્રી સુભદ્રાબેન સુંદરલાલ દલાલ | " | ૧૧=૦૦ |
| ૩ | શ્રી તારાબેન રણજીતલાલ વકીલ | " | ૧૧=૦૦ |

## શ્રી નલિન મ. ભટ્ટનાં ગ્રંથો

### ૧ ગીતા વિભાગ — રૂા. પૈસા

૧ શ્રીમદ્ભગવદ્ગીતા સાધનભાષ્ય ૧૦=૦૦
૨ ગીતા શ્રવણ ૧=૫૦
૩ ગીતા મનન ૪=૦૦
૪ ગીતા ધ્યાન ૧=૫૦
૫ ગીતાદર્શન ગુજરાતી અનુ સહિત ૬=૦૦
૬ ગીતા વિચારધારા ૧=૫૦
૭ ગીતા પ્રવચન પ્રવાહ ૧=૫૦
૮ સ્વાધ્યાય ગીતા અપ્રાપ્ય
૯ ગીતા સમશ્લોકી અપ્રાપ્ય
૧૦ ગીતા પત્રાવલિ ૦=૫૦
૧૧ ગીતા સારણી ૦=૨૫
૧૨ રામગીતા ૦=૬૫
૧૩ શ્રીમદ્ભગવદ્ગીતા વૈદિક પદભાષ્ય અપ્રાપ્ય
૧૪ ગીતા પોકેટ સીરીઝ (૧ થી ૫) ૨=૦૦

### ૨ ઉપનિષદ્ વિભાગ

૧ ઇશાદિ નવોપનિષત્ ૮=૦૦
૨ છાંદોગ્યોપનિષદ્ ૪=૦૦
૩ બૃહદારણ્ય-ઉપનિષદ્ અપ્રકટ

### ૩ ભાગવત વિભાગ

૧ શ્રીમદ્ ભાગવત વિચારદર્શન ૭=૫૦
૨ ભાગવતની ગુરુપરંપરા ૦=૬૨
૩ ભાગવતનો વિશ્વધર્મ ૦=૫૦
૪ ભાગવતનું યોગીશ્વર દર્શન ૧=૫૦
૫ ભાગવતની પ્રશ્નોત્તરી ૦=૫૦
૬ સત્સંગ પત્રાવલિ ૧=૦૦

### ૪ પ્રકીર્ણ

૧ પ્રભુને પથે ૨=૫૦
૨ વૈષ્ણવજન અપ્રાપ્ય
૩ પ્રસન્ન પગો અપ્રાપ્ય
૪ ભારતનાં અમર બાળકો ૦=૭૫
૫ નીતિશતક (સમશ્લોકી) અપ્રાપ્ય
૬ વૈરાગ્યશતક ,,
૭ અભય પત્રાવલિ અપ્રકટ
૮ પ્રાર્થના સંગ્રહ ,,
૯ પત્ર સંગ્રહ ,,
૧૦ તુલસી ૦=૪૦

૧૧ ક્રિયાયોગ ૦=૨[illegible]
૧૨ સાધના સાર ૦=૩[illegible]
૧૩ સ્વાધ્યાય સૌરભ ૦=૨[illegible]
૧૪ પંચામૃત ૩=૦[illegible]

### ૫ દર્શન વિભાગ

૧ યોગ પત્રાવલિ ૬=[illegible]
૨ સંક્ષિપ્ત વેદાન્ત સિદ્ધાન્ત નિરૂપણ અપ્રાપ્ય
૩ વ્યાપક વેદાન્ત (હિન્દી) અપ્રાપ્ય
૪ વ્યાપક વેદાન્ત (ગુજરાતી) ,,
૫ નારદભક્તિસૂત્ર સાધન ભાષ્ય ૧=[illegible]
૬ શિક્ષણ દર્શન અપ્રા[illegible]
૭ જીવન દર્શન ૨=૫[illegible]
૮ જીવન દીક્ષા અપ્રા[illegible]
૯ આર્ય દર્શનો અપ્ર[illegible]
૧૦ સાંખ્ય સંજીવની ૧=૫[illegible]
૧૧ યોગ દર્પણ અપ્ર[illegible]
૧૨ બ્રહ્મસૂત્ર સાધનભાષ્ય ૧૦=[illegible]
૧૩ સર્વદર્શન સાર ૧=૦[illegible]

### ૬ કાવ્ય વિભાગ

૧ નલિની પરાગ અપ્રા[illegible]
૨ સરોજ સુરભિ ૧=[illegible]
૩ પદ્મ પરિમલ ૪=[illegible]
૪ કુન્દમાલા અપ્ર[illegible]

### ૭ સંસ્કૃત ગ્રંથો

१ ईशोपनिषद् संस्कृत भाष्यम् (अप्राप्य
२ भाट्टस्तोत्रसंग्रह ,,
३ जीवनदर्शनम् अप्रा[illegible]
४ दर्शनानुशासन (अप्राप्य
५ सांख्यप्रदीप भाष्यम् अप्र[illegible]
६ नारदभक्तिसूत्रसाधनभाष्यम् अप्रा[illegible]
७ विष्णुसहस्रनामभाष्यम् अप्रा[illegible]
८ गीतादर्शनम् ( सभाष्यम् ) ६=०[illegible]

પુસ્તકો મોકલવાનું પોસ્ટેજ જુદું જાણવું

પ્રાપ્તિસ્થાન-ઈન્દુમતી રમણિકલાલ શાહ
વ્યવસ્થાપક ; ગીતામધુ
પારિજાત, બીજે માળે, બ્લોક નં. ૨૪,
૯૫, મરીન ડ્રાઈવ, મુંબઈ ૨ [ફોન નં. ૨૪૧૪૯